# નિવેદન

'ફુલછાબ'ના દ્વિતીય ભેટ પુસ્તક તરીકે 'સોરઠની સંધ્યા' 'ફુલછાબ'નાં ગ્રાહકોના હાથમાં મૂકવામાં આવે છે.

'ફુલછાબ'નું પ્રથમ ભેટ પુસ્તક 'સત્યની શોધમાં'; અને બીજું ભેટ પુસ્તક આ 'સોરઠની સંધ્યા.' બન્નેના પ્રકાર તદ્દન નિરાળા છે. બન્ને વચ્ચે સામ્ય નથી. મુડીવાદની નાગચુડમાં ભીંસાતી આજની આ દુનિયામાં શ્રમ-જીવી મીસ્કીન માણસની બેહાલીનું દર્દમય, ધ્યેયલક્ષી બયાન પ્રથમ પુસ્તકમાં છે. અને બીજામાં, એક દોઢ સૈકા પૂર્વેના સૌરાષ્ટ્ર તરફ પાછી નજર નાંખતાં ચુંટી કાઢવા યોગ્ય લાગેલા ઐતિહાસિક પ્રસંગોને પકડી લઇને સરજવામાં આવેલી હૃદયહારી વાર્તાઓ છે. આ બન્ને વચ્ચે સામ્ય સંભવતું જ નથી.

બન્ને ભેટ પુસ્તકો વચ્ચે સામ્ય આણવાનો પ્રયત્ન પણ નથી કરવામાં આવ્યો: પહેલું ભેટ પુસ્તક અનુગામી ભેટ પુસ્તકો માટે ચીલો પાડી આપે એવો આશય ન્હોતો. તેમ ભેટ પુસ્તકમાં એક જ પ્રકારનું સાહિત્ય આપવું એવી 'ફુલછાબે' નેમ નથી બાંધી. 'ફુલછાબે' નેમ એક જ રાખી છે: એના દ્વારા જે કંઇ વાંચન જાહેર સમક્ષ મૂકાય તે પથ્ય હોવું જોઇએ, સુરૂચિમય હોવું જોઇએ, વાંચકના અંતરમાં સમ-ષ્ટિના દુ:ખરૂપ મધ્યકાલીન મનોદશા તરફ પ્રીતિ કે પક્ષપાત ઉપજાવનારૂં નહિ હોવું જોઇએ.

'સોરઠની સંધ્યા'માં ગઇ કાલ ઉપર પાછી નજર માંડવામાં આવી છે, પરંતુ ગઇ કાલનાં જે તત્ત્વો આજની કસોટીએ અનર્થકારી લેખાય તેમની ચિર નિદ્રામાં પોતાને હાથે ખલેલ ન પહોંચે એવી લેખકે કાળજી રાખી છે. એટલે 'સોરઠની સંધ્યા'ની વાર્તાઓ એ માનવ-હૃદયની અમુક ઉચ્ચ ઉર્મિઓનું આલેખન કરનારી અને પોતાના પ્રાન્તની ગઇ કાલની પ્રજાના ખમીરમાં સાચા પરિચય દ્વારા ભૂમિ તરફ મીઠું મમત્વ જગાડનારી વાર્તાઓ બની રહે છે.

'સોરઠની સંધ્યા'ની નવ વાર્તાઓ વસ્તુતઃ આજ સુધી 'ફુલછાબ'માં 'ભૂતકાળના પડછાયા'માં અપાયેલી વાર્તાઓ જેવી છે. 'પડછાયા' 'ફુલછાબ'ના વાંચકોની સારી પ્રીતિ મેળવી શક્યા છે, એ 'ફુલછાબ'નું આકર્ષક અંગ

મનાયું છે. કેટલા યે 'ફુલછાબ'ના વાંચનારાઓએ આ વાર્તાઓને લાંબો વખત સાચવી શકાય એવા ટકાઉ પુસ્તકરૂપે આપવાની માગણી કર્યા કરી છે. 'સોરઠની સંધ્યા' આ બીજા વર્ષના ભેટ પુસ્તક તરીકે અપાય છે, તેની પાછળ વાંચનારાઓની પ્રેમભરી માગણી એ પણ એક કારણ છે. 'સંધ્યા' 'પડછાયા' કરતાં યે વધારે વાંચકનો પ્રેમ સંપાદન કરશે, કારણ કે તે વાંચકના હાથમાં મનોહર પુસ્તક રૂપે અપાય છે.

'સંધ્યા'ને એક બીજો પણ ખાસ લાભ મળે છે. તેને બધી રીતે સારામાં સારૂં પુસ્તક બનાવવા છતાં–એટલે કે ઉંચા કાગળ, સ્વચ્છ છપાઇ, મનોહર રૂપરંગ, પાકું પૂઠું અને ત્રિરંગી જેકેટ એ બધાં અદ્યતન મુદ્રણ–કળાનાં અંગોથી એને સમૃદ્ધ કરવા છતાં–તેને જેટલું સસ્તું બનાવી શકાય તેટલું સસ્તું બનાવવામાં આવ્યું છે. ભેટ પુસ્તક છે, એ કારણે ખોટી રીતે મોટી કીમ્મત મૂકવાનો અનિચ્છનીય શિરસ્તો તો 'ફુલછાબ'ને ત્યાજ્ય જ છે. 'સંધ્યા' લગભગ પડતર કીમ્મતે જ બજારમાં મૂકાય છે. એટલે કે 'ફુલછાબ' તો તેના ગ્રાહકને આ ભેટ–પુસ્તક દ્વારા બરાબર એક રાણીસીક્કો પાછો આપે છે.

'ફુલછાબ'ને એથી સંતોષ છે. પોતાના ગ્રાહકો પાસે, તેના તરફથી મળતી લવાજમની રકમના બદલામાં, પથ્ય વાંચન–સામગ્રી વધારેમાં વધારે પ્રમાણમાં આપવાની 'ફુલછાબ'ને ચલાવનારા 'ફુલછાબ મંડળ'ની એક મોટી મુરાદ છે. 'ફુલછાબ મંડળ' લેખકોના પરસેવામાંથી નીપજતી કમાઇને પ્રકાશકો કે બુકસેલરોનો આખેઆખો કોળીયો બનવા દેવાને બદલે, એ નીપજને સમાન હિસ્સે લેખક અને વાંચક વચ્ચે વહેંચી દેવા ઇચ્છે છે. આવો પ્રયોગ ગુજરાતમાં આ પહેલવહેલો છે. પ્રયોગનું એક વર્ષ હેમખેમ ગયું છે; એટલે પ્રયોગ સફળ થશે, નમુનારૂપ બની રહેશે એવી આશા બંધાઇ છે.

'સંધ્યા' 'ફુલછાબ'ના ગ્રાહકોનો આદર પામો અને ઉપર મુજબના પ્રયોગમાં બેઠેલા 'ફુલછાબ મંડળ'ને ગુજરાતનો વધારે ને વધારે સહકાર મળો, એવી પ્રાર્થના છે.

કકલભાઇ કોઠારી

૧ : ફેબ્રુઆરી : '૩૩ નિયામક, ફુલછાબ મંડળ

# અનુક્રમ



‘ફુલછાબ’નાં પ્રકાશનો

સત્યની શોધમાં .... ....

(પ્રથમ વર્ષનું ભેટનું પુસ્તક)

ચિતાના અંગારા ખંડ ૧-૨

ભૂતકાળના પડછાયા ....

વેણીનાં ફૂલ .... .... ....

આપણા ઉંબરમાં .... ....

વર્તમાનયુગના બહારવટીયા

કાનમાં કહું ? .... ....

સોરઠની સાગરકથાઓ....

સોરઠની સંધ્યા .... ....

‘ફુલછાબ’ :

રાણપુર : કાઠિયાવાડ.





## તમારા દાંત
ચોખ્ખા અને
સફેદ છે ?

## તમારા અવાળુ
તંદુરસ્ત છે ?

પીળા પડી ગયેલા દાંત
અને ઢીલા પડેલા અવા-
ળુમાં ભય રહેલો છે ?

જરાય બેદરકારી
રાખશો નહીં.

**સીરા ટુથ બ્રશ**
**અને ડેન્ટલ ક્રીમથી**

દરરોજ દાંત સાફ કરો-જુઓ કેવા સફેદ અને તંદુરસ્ત થાય છે.

**સીરા ટુથ બ્રશ** તમારા નાણાનો પૂરેપૂરો
અને બદલો આપશે.
**સીરા ડેન્ટલ ક્રીમ** દરેક જાણીતા દુકાનદારો રાખે છે.

એકલા બનાવનાર
**ફેયર હોફ્ફ અને કંપની, એ. જી. ક્રેસલ જરમની.**
સોલ. એજન્ટ :

# ટી. એમ. ઠાકોર એન્ડ કું.

રેડીમની મેન્શન, ૪૩ ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.
શાખાઓ : મદ્રાસ કલકત્તા કરાંચી લાહોર રંગુન
. પો. બો. નં ૨૪૯, ૨૧૧૧, ૧૧૪ ૧૩૪ ૪૫૧




સુગંધીદાર
ફેન્સી
ટીનની ડબીમાં
૩ ગોટીના
૧૨ આના
પોસ્ટેજ ૦।≈

---

બચ્ચાંઓની તંદુરસ્તીનો વીમો

# ગાંધીનું બાલામૃત

પીવાથી બાળકોને કોઇ જાતનો રોગ લાગુ પડતો નથી.
**બાટલીની કિંમત ૧૦ આના**

---



# કામલતા

## હેર ઓઇલ (રજીસ્ટર્ડ)

વાળ વધારે છે. મગજને ઠંડુ રાખી મીઠી મધુર ખુશબો આખા દિવસના થાકને આરામ પહોંચાડશે.

**બાટલીની કિંમત ૧૨ આના**

---

# ઝંડા છાપ

## દરાજનો અકસીર મલમ

ગમે તેવી લાલ, કાળી, સુકી કે લીલી દરાજને ફક્ત એક જ વખત લગાવતાં જડમૂળથી આરામ પહોંચાડે છે.

ડબી એકના ૪ આના; ડઝનના રૂ. ૨॥. પો. જુદું.

લખો: **સી. સી. મહાજન એન્ડ કું. મુંબાઇ નં. ૨**

## 'સૌરાષ્ટ્ર'નાં પ્રકાશનો

સૌરાષ્ટ્રની રસધાર (ભાગ ૧થી ૫)
સોરઠી બહારવટીઆ (ભાગ ૧થી ૩)
સોરઠી સંતો....................
સોરઠી ગીત–કથાઓ................
રઢીયાળી રાત (ભાગ ૧થી ૩)......
ચુંદડી (ભાગ ૧–૨)................
રાજસ્થાનોની સમસ્યા............
સળગતું આયર્લેંડ.................
હંગેરીનો તારણહાર...............
અમર મહાજનો....................
મિસરનો મુક્તિસંગ્રામ............
એશિયાનું કલંક..................
ઝંડાધારી (સ્વામી દયાનંદ)......
સત્યવીર શ્રદ્ધાનંદ..................
રાષ્ટ્રવીર શિવરાજ.................
કુરબાનીની કથાઓ...............
કોઇનો લાડકવાયો.................
બહારવટીયો જોગીદાસ............
ઓળીપો અને બીજી પ્રેમ કથાઓ...
નરવીર લાલાજી..................
સોરઠને તીરે તીરે................
ઝાલરી...........................

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
:: રાણપુર–કાઠિયાવાડ ::

# ગરેડને ગાળે

'હજૂર, તમારી ચોથ એક લાખ ને ચોત્રીશ હજાર કોરી ને ત્રણ દોકડા. હિસાબની બસો કોરી, પાયગાની ગ્યાસ કોરી, ચીટનીસની ચારસો ચૌદ, ધર્માદાની સો અને સોમનાથની પચાસ કોરી. એકંદર કોરી થઇ એક લાખ ચોત્રીસ હજાર ને આઠસો કોરી ને ત્રણ દોકડા. લાવો.' પુનાના પરભુ ચીટનીસે કહ્યું.

શિહોરના ગોહિલ દરબાર ભાવસિંહ માથે હાથ દઇ સામે બેસી રહ્યા. એનો સદાપ્રિય હુક્કો હોલવાતો જતો હતો એની પણ એને શુધ ન રહી. શિહોરની નાની રિયાસતઃ એની ચોથની લગભગ દોઢ લાખ કોરી ! ને શિહોરની દરબારી તેજુરીમાં તો પંદર હજાર કોરીની યે પૂરી તજવીજ નહોતી.

'પણ આટલી બધી તે હોય ? તમેય ભલા, કાંઇ ગજુ સંપત તો વિચારો. વરસ કેવાં જાય છે એ જુવો. પછી અમારે શું ખાવું ?'

'ને આ ચોથ માટે અમારે ખરચ કરવાં પડે છે એનું ? અમારા હિસાબની ચોથ આકરી પડતી હોય તો તમારે હિસાબે મોકલાવી કાં ન દીધી ? અમે શું ખબર ખત વગર આવ્યા છીએ ?'

'પણ હવે—'

'જુઓ ઠાકોર. મારે હજી ઘણાના હિસાબ કરવાના છે. એટલે લાંબી વાત કરવાની મને નવરાશ નથી. હું તમને એક વાત કહી દઉં. મારો હિસાબ બ્રહ્માના લેખ જેવો અફર લેખજો. કાં તો પેશકસી ભરી આપો, કાં તો અમે કબુલ કરીએ એવા હામી આપો, ને નહિ તો રકમ મંગાવી આપો ને રકમ આવે ત્યાં સુધી અમારી અટકમાં રહો. આ ત્રણ રસ્તા છે. સારો એ તમારો' ચીટનીસ પોતાની લાંબી ચોટલી ખંખેરતો ઉઠયો.

ઇ. સ. ૧૭૦૭માં સમર્થ મોગલ સમ્રાટ ઔરંગઝેબનું અવસાન થયું. બંગાલાથી સોરઠ અને કાબુલથી કન્યાકુમારી સુધીના સમસ્ત હિન્દને એકરાગી લોખંડી કિનારમાં ભીડાવતી મોગલાઇનાં દાહતાં તેજ એની આંખ સાથે સંકેલાઇ ગયાં. ધર્માંધતાના હીમથી સારા હિન્દને થીજાવી રહેતી એ શિયાળુ સલ્તનતના મધ્યાહ્નકાળ પછીનાં તેજ કારમા વેગથી ઓસરવા માંડ્યા; અને પોણાબસો વર્ષથી જામેલી સલ્તનતના સંધ્યાકાળ પંદર વર્ષના ગાળામાં આવી પહોંચ્યા. આથમતા એ સૂર્યની સંધ્યા સારા હિન્દ ઉપર લાલ ગુલાબી ને કેસરિયા રંગની રંગોળી પૂરી રમવા માંડી અને જ્યારે સંધ્યાની લાલ કેસરિયા ધારોની પાછળ એ સલ્તનત ડૂબતી જતી હતી ત્યારે એના એક વારના ઝળહળતાં તેજની ઘોળી આંધીમાં દફનાઇ ગયેલો મરાઠાશાહીનો ચંદ્ર હિન્દના ભાગ્યાકાશમાં દેખાવા માંડયો હતો.

વૈભવી જાહોજલાલી, શાસનતંત્રના એકરાગ અને સમ્રાટ્‌પણાંના તલસાટનાં મુગલાઇ શિક્ષણ લઇ ગઇકાલના રાજકેદી શિવાજી મહારાજના પૌત્ર શાહુ મહારાજે પુનાના મરાઠા તખ્ત ઉપરથી

શાસન ફરમાવ્યાં : મોગલોએ હિન્દુઓ પાસેથી જજીયા વેરો લીધો છે. આજે મોગલોના તમામ પ્રાંતો પાસેથી ચોથ વસૂલ લ્યો. મરાઠાના સૈન્યો એક હાથમાં આ ફરમાન અને બીજા હાથમાં તલવાર લઇ સારા હિન્દ ઉપર તીડનાં વાદળની માફક છવાઇ ગયા. ગુજરાત ઉપર એ ફરમાનના બોજ લઇને આવ્યા કંતાજી કદમભાંડે અને પીલાજી ગાયકવાડ.

ચોથ ઉઘરાવવાનો મરાઠાઓનો હિસાબ સહેલો હતો. જે કોઇ હાકેમ પોતાની મેળે પોતાના હિસાબે સામેથી પુનામાં ચોથ ભરી આવે તેને, તેની રૈયતને કે તેના મુલકને મરાઠા રંજાડે નહિ. જે કોઇ એમ ન કરે એની પાસેથી મરાઠાઓ પોતાના હિસાબે ચોથ લ્યે. ચોથ ઉપરાંત સવારીનું તમામ ખર્ચ પણ એની પાસેથી ફાળે પડતું વસૂલ લ્યે. સોરઠ ઉપર મરાઠાઓની આ પહેલવહેલી વસૂલાત હતી. એ વસૂલાતને આચારમાં મૂકવાની મરાઠાઓની તાકાતમાં ઘણાને શ્રદ્ધા નહોતી. શિહોરના ભાવસિંહજીને પણ નહોતી. એટલે જ્યારે પચાસ હજારની મરાઠા ફોજ અમદાવાદથી વીરમગામને માર્ગે આવીને રાજુલા પાસે પડાવ પાથરીને પડી, ત્યારે આખું સોરઠ મરાઠાઓની અકલ્પ્ય સાધનસંપત્તિથી શેહ ખાઇ ગયું. મરાઠાઓની કદમપોશી કરવા સિવાય એમને બીજો કોઇ રાહ હવે ન દેખાયો.

શિહોરના દરબાર અટકમાં રહ્યા. લાઠી ને ગારિયાધર પણ અટકમાં રહ્યાં; ગમે તેમ કરીને પણ ચોથની રકમ એકઠી કરી આ નજરકેદમાંથી છૂટા કેમ થવું એની એમને રાતદિવસની ચિન્તા લાગી.

ત્યાં વિજયાદશમી આવી. પોતાના તંબુમાં મરાઠા સિપાઇઓના પહેરા નીચે પાંજરે પૂરાયેલા સિંહની માફક ભાવસિંહ અધીરાં પરિ-

ભ્રમણ કરતો હતો. ક્યાં શિહોરની વિજયાદશમી! એ સવારી! પ્રજાનો એ આનંદ! સિંહાઇની લહાણી! એ દબદબાભર્યું શમી-પૂજન! એ તમામનાં મૂલ્ય જ્યારે આજે અંકાયાં ત્યારે લગભગ દોઢલાખ કોરી જેટલાં થયાં. પોતાનું એ મૂલ્ય ચૂકવવાનું ગજું નથી એનું ભાવસિંહજીને અત્યારે ભાન આવતું હતું! ત્યારે શું અત્યાર સુધી પોતે જૂઠ્ઠી બાદશાહી માણતો હતો! શું એ વૈભવચોર હતો?

તંબુનાં કનાતનો ચક ઉપાડીને રામજી મહેતો અંદર આવ્યો. રામજી મહેતો ભાવસિંહનો વિશ્વાસુ સાગરીત હતો.

'કાં બાપુ? કેમ છો?'

'બીજું શું હોય?' ભાવસિંહે નિરાશ જવાબ આપ્યો. 'દોઢ લાખ કોરી ચૂકવવામાં ય વાંધો નહિ, જો એટલાથી જ છૂટકો થતો હોય તો. પણ દોઢલાખ કોરી કાઢવી કયે ઝાડેથી?' થોડી વાર ભાવસિંહ ચૂપ રહ્યો. પછી બોલ્યો: 'ભલા રામજી, નગર લખ્યું હોય તો?'

'તો સોઇ ઝાટકીને ના પાડશે.'

'ગોંડળ?'

'તમારી મરજી. બાકી બોલાવ્યા જેવું નથી.'

'ત્યારે હવે શું થશે?'

ભાવસિંહજીના અવાજની નિર્લેપ અનાથતા જોઇ રામજી મહેતો ગોઠણભર બેઠો. 'બાપુ જરા પાસે બેસો. આવોને'

છૂટ હતી. ભાવસિંહે લાઠી અને ગારિયાધરને શમીપૂજનનો મહિમા સમજાવ્યો અને બેયના મનમાં દશેરાના પૂણ્યપર્વે શમીપૂજનની રાજરીત જાળવવાની બુદ્ધિ જગાવી. પછી ત્રણે ઠાકોરો કંતાજી પાસે ગયા. ગામને પાદરે શમીપૂજન કરવાની મંજૂરી માગી. બે હજાર મરાઠાઓની ચોકી નીચે કંતાજીએ શમીપૂજન કરવા જવાની ત્રણેયને મંજુરી આપી.

શમીપૂજન કરવાને આ ટોળું ગામને પાદરથી જતું હતું, ત્યાં માર્ગમાં રામજી બે ઘોડાં લઇને ઉભો હતો. અન્ય તમામ રીતે હારેલો ગોહેલ દરબાર જુગારીનો છેલ્લો દાવ નાંખતો હોય એમ ઘોડા ઉપર કૂદી બેઠો. રામજી બીજા ઘોડા ઉપર કૂદી બેઠો. બેય પાણીપંથા ઘોડા અધીરા અને આકળા સવારોની પગની એડીથી ઠેક મારી આગળ ઉડ્યા. ધૂળના વાદળમાં નાસેડૂ અસવારો જાણે કે દટાઇ ગયા.

મરાઠા ચોકીદારોને આવી કોઇ જાતની તજવીજની ખબર સરખીયે નહોતી. એ તો અસાવધ હતા. બંદૂકો તો સાથે હતી પણ જામગરીઓ છાવણીમાં હતી. કેટલાકે પાછળ ઘોડાં દોડાવ્યાં. બીજાએ લાઠી અને ગારિયાધરના દરબારોને મજબુત જાપ્તામાં રાખી પાછા જઇને સરદારોને ભાવસિંહના નાસી જવાના સમાચાર દીધા.

તરત જ મરાઠાની છાવણીમાં મરફો બાજ્યો ને આખી સેના સજ્જ થઇ. કંતાજીના ક્રોધની સીમા ન રહી. પોતાને કોઇ આમ હાથતાલી આપી છટકી જાય, તેમાં મરાઠાઓની શોભા શી? એણે મરાઠાઓનું લાવ લસ્કર ભાવસિંહની પાછળ દોડાવ્યું. આગળ ઉડતાં નાનાં ધૂળના વાદળને ધ્રુવ તારો લેખીને એની પાછળ મોટું ધૂળનું વાદળ પડ્યું. રાજસત્તાની જાણે આંધી ઉપડી.

આગળ અને આગળ પવનના વેગ ઉપર જાણે કે તરતા હોય એમ ભાવસિંહ અને રામજી.નાસ્યે જાય છે. એમના બધા શ્વાસ અને પ્રાણ એમનાં ઘુઘરીયાળાં ઘોડાંઓની દોડમાં આવી ઠર્યાં છે. એમની આંખો આગળ અને આગળ દેખાતી ડુંગરાઓની ધારને જાણે કે વીંધવા મથે છે. એમના કાનો પાછળ અને પાછળથી આવતા આછામાં આછા, હવામાં સહેજ પણ ધ્રુજતા સ્વરને પકડવા મથે છે. ને એમ ને એમ જીવતા વટોળ જેવાં ઘોડાં પોતાની એડીઓથી કાંકરાઓને ગોફણની જેમ ચોપાસ ઉડાડતાં આગળ અને આગળ ધપ્યે જાય છે.

ને એમને એમ જેસર ગામ આવ્યું. ત્યાં પાછળ પડેલી મરાઠાની વહારના કારમા પડઘા સંભળાયા. પાછળના ક્ષિતિજમાં જાણે કે કોઈ મહા ઝંઝાવાત તોફાને ચડ્યો હોય એમ આકાશ આખું સફેદ રંગે રંગાતું દેખાયું.

'મરાઠા! વહાર!' ભાવસિંહે ફિક્કે ચહેરે કહ્યું.

'બાપુ, તમે જાઓ. તમારો ઘોડો તેજ છે. તીર છૂટે એમ શિહોર પહોંચો. ને હું—'

'ના. એમ છૂટા નહિ પડીએ. ચાલો ચાલો.' ભાવસિંહે ઘોડાને એડી મારી. બે ય જણાં છૂટતી ગોફણની જેમ આગળ નાઠા.

હવે વહાર નજીક અને વધારે નજીક આવતી જાય છે. કોઈ કોઈ એકલિયા મરાઠા અસવારોનાં ટોળાં પાછળ ટટ્ટુઓ જાણે પાછળ વાઘ પડ્યા હોય, એમ ફાટી આંખે ને પહોળા પગે દોડતાં દેખાય છે. ને આ બે અસવારો પોતાના ઘોડાઓનાં ખૂરીઓથી છંટાતા છંટાતા આગળ વધે છે.

એક રબારી પોતાની સાંઢો ત્યાં ચારતો હતો. એણે આ બે અસ્વારોને જીવ લઇ નાસતા જોયા. હાથ ઉંચો કરી એણે આવતા અસ્વારોને જરીક થોભાવ્યા. 'કયાં જાઓ છો ? કેમ ભાગો છો ?'

રામજી મહેતાએ હાંફતે ને થડકતે અવાજે વાત કરી. 'આ બાપુ ભાવસિંહજીને મરાઠાએ પકડયા હતા. ભાગીને શિહોર જાય છે. એમની પાછળ વહાર પડી છે.'

'એમ ?' રબારી થોડીક વાર ચૂપ રહ્યો. એણે ક્ષિતિજમાં નજર નાંખી : 'મરાઠા તો આવી પહોંચ્યા.'

ભાવસિંહે પછવાડે નજર નાંખી. દૂર દૂર ડુંગરની ધાર ઉપરથી પત્થરોનો અખંડ પ્રવાહ પડતો હોય, કોઇ જ્વાલામુખીના મુખમાંથી લાવાની ભૂરી આગનો પ્રવાહ નીકળતો હોય, એમ મરાઠાઓની સેના ધારના ઢાળ ઉપરથી ઉતરતી દેખાઇ.

'ઓ ભગવાન !' ભાવસિંહના ફિક્કા હોઠમાંથી વેણ નીકળી ગયું.

રામજી મહેતાએ સૂર્યગ્રહણના કારમા પડછાયા જેવા આવતા મરાઠાઓને જોયા. ભાવસિંહના નુરવિહોણા બનેલા ચહેરા સામે જોયું. એક ક્ષણ એ કોઇ આસ્માની વહાર માગતો હોય એમ એણે આકાશ સામે જોયું. રામજી મહેતો ઘોડા ઉપરથી ઉતરી ગયો.

'બાપુ, જાઓ. તમે મારી સાથે હશો તો પકડાશો. તમે એકલા હશો, તો તમારો આ ઘોડો તમને ઉપાડી જઇ શકશે. હું અહીં ઉતરી જાઉં છું. મારાથી થશે એ કરીશ; ને નહિતર મરાઠા મને ભલે પકડી લ્યે.'

રબારી આ વાત સાંભળી રહ્યો. આથમતી સંધ્યાના કેસરી રંગ જાણે કે એના ચહેરા ઉપર પ્રજવલી ઉઠ્યા : 'ને મહારાજ,' એણે રામજી મહેતાને કહ્યું : 'ઠાકોરને જવા દે. તું રહે. હું ને મારો ભાઇ ને મારા કુટુંબનાં માણસ મળી આપણે ગરેડનો ગાળો દબાવશું.'

દરબારને વધારે વાર રોકાવાનું સલામત ન લાગ્યું. ઘોડાને એણે એડી મારી. રબારીને પૂછ્યું: 'તારૂં નામ શું ભાઇ ?' રબારીનો જવાબ આવે, એ પહેલાં તો ઘોડો જાણે જીવતી ગોફણ જેવો ઉડયો. દરબારને રબારીનું નામ પણ પૂરૂં ન સંભળાયું, 'શું નામ કહ્યું ? રાજો કે હાજો ?' દરબારને એક ક્ષણ મનમાં વિમાસણ થઇ. બીજી ક્ષણથી તો એનું તમામ ધ્યાન જાણે કે પોતાની નીચેથી સરકીને જીવ લઇ નાસી જવા માગતો હોય એવા અરબી ઘોડાની પીઠ ઉપર પોતાની જાત જાળવવામાં પરોવાયું.

સાંઢોને વગડામાં રઝળતી મૂકીને રબારી ગામમાં દોડયો. એક સો રબારીઓને ગોફણો ને કડિયાળી ડાંગો લઇને એક હાકે એણે ઉભા કર્યા. દરબારની પાછળ મરાઠા પડ્યા છે એ વાત સાંભળી રબારીઓ દોડ્યા. મરાઠાઓના ઘોડાંઓની સાથે જાણે કે હોડ ખેલતા હોય એમ રબારીઓ ગરેડના ગાળામાં પહેલા દાખલ થઇ ગયા.

રામજી મહેતો નાનાં નાનાં સીમાડાઓના ધીંગાણામાં પાવરધો બનેલો જોદ્ધો હતો. એણે ગરેડનો ગાળો જોયો. બે બાજુ ઉંચા ઉંચા ડુંગરોની હારોની હારોના અભંગ આભઉંચાં શિખરો એણે જોયાં. બે પહાડોની ગોદમાંથી વાંકીચુંકી સર્પાકારે વહી જતી એક માત્ર પગદંડી એણે જોઇ. કુદરતનો આ કારમો કિલ્લો જોઇ એના કાંડામાં હજાર જોદ્ધાનું બળ પૂરાયું.

રામજી મહેતો ગરેડનો ગાળો જોતો હતો ત્યાં એક રજપૂત અસવાર ચાલ્યો આવતો હતો. રજપૂતને નવાઇ લાગીઃ 'અલ્યા શું છે? આ પથરા કાં ભેગા કરો?'

'કોણ તેજુભા?' શિહોરના ગોહેલ ભાયાતને પારખી રામજીએ તીખાશથી કહ્યું: 'અરે આંહી તો મોટો જંગ મંડાવાનો છે.'

'તો આપણે ય જંગમાં તમારી ભેગા' કહીને તેજુભા દેવાણી પણ ઘોડા ઉપરથી ઉતરી ગયો. બીજાં પણ થોડાંક ખાટસ્વાદિયા માણસો સામેલ થયાં. એકંદરે એકસોને એકતાલીસ માણસ ગરેડના ગાળામાં મરાઠાઓની રાહ જોતું બેઠું. રબારીઓએ ગોફણો કાઢી ને ડાંગો ખભે તોળી. તેજુભાએ તરવાર કાઢી. રામજી મહેતો મોખરે રહ્યા. તેજુભા પાછળ રહ્યા. સહુ દુશ્મનોની રાહ પેખતા બેઠા રહ્યા.

ફાટેલા બંધનમાંથી પાણીનો ધોધ ગાજતો વહે એમ મરાઠાની સેના પૂરવેગથી ડુંગરાઓમાં દાખલ થઇ. એમના માર્ગને અવરોધવાને કોઇએ નાકાબંધી કરી છે, એવી એમને આશંકા સરખી યે ન હોતી. ડુંગરાળ મુલકની પાણીના જોસ જેવી ખીણોમાંથી એ બધા ગરેડના ગાળાના નાકામાં પેઠા. ગાળામાં એટલા જ વેગથી આગળ અને આગળ વધ્યા. એમની આંખો એ ડુંગરાની કાળી વેરાન ધારોની પેલે પાર આવેલા શિહોર ઉપર ચોંટી ગઇ હતી. માર્ગમાં શું થાય છે એ જોવાની જાણવાની અત્યારે એમને તમા નહોતી રહી. મરાઠાશાહીના વરસોવરસના ચોથહક્ક અત્યારે જાણે કે સજીવ બનીને ઘોડાની પીઠ ઉપર નાસતા હતા. શિહોરના કિલ્લાની રાંગ પાછળ ભરાઇ બેસવાને માગતા હતા. ભાવસિંહ શિહોર પહોંચે તે પહેલાં એને પકડી પાડવાની અને જો તેમ ન બને તો શિહોરને પોતાની મરણમુઠ્ઠીમાં ભીસી નાંખવાની એક

માત્ર મુરાદ અત્યારે એમની આંખોમાં, એમના કાનોમાં, એમના એક એક અંગમાં ધખધખતી હતી.

આ દરમિયાન ગરેડના ગાળાના એકસોને એકતાલીસ ચોકીદારો મરાઠાઓની હિલચાલની પાકી દેખરેખ રાખી રહ્યા હતા. મરાઠાઓની સેના, બંદૂક અને તોપો લઇને એક વિશાળ પાલવની માફક નજીક અને વધારે નજીક પથરાતી આવતી હતી. રાજો ડુંગરાની ઉંચી ઉંચી ટોચ ઉપરથી આ રાહુના ઓળા માપતો હતો. એણે મરાઠાની સેના જોઇ. એનો વિસ્તાર જોયો. એના સાધનો શકરાની રચોટ આંખે ઝીણામાં ઝીણી વિગતે માપ્યાં. ડુંગર ઉપર ઉભા ઉભા એણે એક પડછંદ વામ નાંખી.

ધરતીના પેટાળમાંથી પ્રગટતા મહા શંખનાદ જેવી એ બુલંદ વામના પડઘા દિશાઓ ભરીભરીને દૂર દૂર સુધી સંભળાયા. દૂર દૂર રબારીની સો સાંઢોએ હવા ઉપર તરતા પડછંદા ઉપર કાન માંડ્યા. બીજી વાર વામ સાંભળીને માલિકની વહાર માગતી હાકલ પારખી. એક સો સાંઢો એક સામટી દોડી.

હવે ડુંગરાળ બીણના વિશાળ જાગમાં એક બાજુથી મરાઠાની સેના પાણીના ધોધ રૂપે આંધળી ઉતાવળે નીતરે છે. બીજી બાજુ વામના હવાઇ પેગામ ઉપર કાન અને પગ માંડીને તોફાનના ચિત્રવિચિત્ર વાવંટોળ જેવી સો સાંઢો દૂર દૂરથી વામના સામા પડકાર દેતી ઉતરે છે. તળેટીમાં અસવારો ને સાંઢો વચ્ચે જાણે કે શરત મંડાય છે. દૂર દૂર ઘણે દૂર એક ઉંચા ટેકરા ઉપર ઉભો રહેલો રાજો ગરેડના ગાળાના નાકા આગળ પોતાના જીવનમરણના જુગારની આ જાનવરોની દોડાદોડ આતુર અને તરસી આંખોથી માપે છે.

મરાઠાની સેના આગળ વધે છે. એ અખંડ માનવસરિતાના વહેનના વમળમાં સો સાંઢો જાણે કે કાંઠે ધકેલાઇ જાય છે. મરાઠાના હયદળના મોખરા અને ગાળાના નાકા વચ્ચે હવે અંતર નથી. ને આભમાં ઇશ્વરને છેલ્લી બંદગી કરતો હોય, માતાનાં રક્ષણ માટે આખરની વેદનાભરી પ્રાર્થના કરતો હોય એમ રાજાએ ફરીને વામ નાંખી. 'એ–એ–એ–એ–ય–ઓ–હો–બા–આ–આ–પ–પ–ઓ....'

માલિકને માથે જાન ન્યોચ્છાવર કરવાને સદા તૈયાર સાંઢો એની એ છેલ્લી વામમાં માલિકનું દરદ જાણે કે સો રગમાં પારખ્યું. ફરીને એ સૂર આ જગતમાં એમનાથી નથી સંભળાવાનો એવું જ્ઞાન જાનવરોની પ્રેરણામાં જાણે કે પૂરાયું. સોયે સાંઢોએ જાણે કે અભંગ જીવતો ગોળો બનીને એક સામટો પડકાર દીધો. એક સામટા, એકધારા અને એકરાગી વેગથી સાંઢો એ અવાજની દિશામાં દોડી.

એ ધસારા સામે મરાઠા હયદળ ટકી ન શક્યું. એ લાલઘૂમ આંખો, રાક્ષસોના હુંકાર જેવી એ છીંકો–મરાઠાનાં ઘોડાં પોતાના પાછલા પગ ઉપર ઝાડ થઇ ગયાં. એમને ધસાઇને સાંઢોનું દળ પોતાના કાનથી પોતાનો મારગ શોધતું, ખરતા તારાના વેગથી ગરેડના ગાળામાં પેસી ગયુ. એના વેગની વચમાં જે કોઇક આવ્યા, તે કચરાઇને કાદવ જેવા બની ગયા. કોઇક ભાગ્યા 'તેનાં' અંગ ઉપર કાંઇક એંધાણ રહી ગયાં. ઘડી બે ઘડી મરાઠા દળમાં ભારે અવ્યવસ્થા શોર કરી રહી.

ડુંગર ઉપરથી રાજો નીચે ઉતર્યો. 'આપણે દોઢસો જણ છીએ ને ?' એણે પૂછ્યું.

'હા.' રામજી મહેતાએ જવાબ દીધો.

'આ બીજા સો હું લાવ્યો.'

'બીજા સો? ક્યાં છે?'

ત્યાં દૂરથી સાંઢો દેખાઇ. 'એ આ સો સાંઢો. સો મરદ જેટલું કામ દેશે.'

આલે સાંઢો જોઇને પારખી. 'રાજા આ તો આપણી સાંઢો.'

'હા, બાઇ. જ્યાં જાત કુરબાન કરવી છે ત્યાં પછી માલનો શો મોહ રાખવો?'

ત્યાં આખી ડુંગરમાળ જાણે કે ડોલી ઉઠતી હોય એવા પડઘા સંભળાયા. હજાર હાથી સામટા દોડતા હોય એવી પડઘી સંભળાઇ.

'આવી પહોંચ્યા મરાઠા.' રામજી મહેતાએ કહ્યું: 'હવે હોશિયાર.'

વંકા ગાળાની પણ સહા વંડી જગ્યાએ આ માથા ફૂલ કરનારાઓએ પોતાનાં ઠેકાણાં લીધાં હતાં. એ ઉભા હતા ત્યાંથી થોડે દૂર આગળ ગાળો વાંક લેતો હતો. મરાઠાઓની સેનામાંથી ધણાયને તો ગાળામાં કેટલાં માણસો ભરાઇ બેઠાં હતાં તેની જરા સરખી યે ગંધ આવે એમ ન હતું. એવી વંડી જગ્યામાં વંકા મોરચા બાંધીને આગળ સો સાંઢો રાખીને જનાવરના જીવતા ગઢની પાછળ એકસો ને એકતાલીસ માણસ પચાસ હજારની સેના સાથે અફળાવાની તૈયારી કરી બેઠું.

' શરતના મેદાનમાં વાંકમાં ઘોડાં વળે એમ મરાઠા હયદળ વાંકમાંથી બહાર દેખાયું. સાંઢોને જોઇને થંભી ગયું. પાછળ બેઠેલા

મરાઠાની સેના આગળ વધે છે. એ અખંડ માનવસરિતાના વહેનના વમળમાં સો સાંઢો જાણે કે કાંઠે ધકેલાઇ જાય છે. મરાઠાના હયદળના મોખરા અને ગાળાના નાકા વચ્ચે હવે અંતર નથી. ને આભમાં ઇશ્વરને છેલ્લી બંદગી કરતો હોય, માતાનાં રક્ષણ માટે આખરની વેદનાભરી પ્રાર્થના કરતો હોય એમ રાજાએ ફરીને વાસ નાંખી. 'એ–એ–એ–એ–ય–ઓ–હો–બા–આ–આ–પ–પ–ઓ....'

માલિકને માથે જાન ન્યોચ્છાવર કરવાને સદા તૈયાર સાંઢો એની એ છેલ્લી વામમાં માલિકનું દરદ જાણે કે સો રગમાં પારખ્યું. ફરીને એ સૂર આ જગતમાં એમનાથી નથી સંભળાવાનો એવું જ્ઞાન જાનવરોની પ્રેરણામાં જાણે કે પૂરાયું. સોયે સાંઢોએ જાણે કે અભંગ જીવતો ગોળો બનીને એક સામટો પડકાર દીધો. એક સામટા, એકધારા અને એકરાગી વેગથી સાંઢો એ અવાજની દિશામાં દોડી.

એ ધસારા સામે મરાઠા હયદળ ટકી ન શક્યું. એ લાલઘૂમ આંખો, રાક્ષસોના હુંકાર જેવી એ ચીકો–મરાઠાનાં ઘોડાં પોતાના પાછલા પગ ઉપર ઝાડ થઇ ગયાં. એમને ધસાઇને સાંઢોનું દળ પોતાના કાનથી પોતાનો મારગ શોધતું, ખરતા તારાના વેગથી ગરેડના ગાળામાં પેસી ગયુ. એના વેગની વચમાં જે કોઇક આવ્યા, તે કચરાઇને કાદવ જેવા બની ગયા. કોઇક ભાગ્યા 'તેના' અંગ ઉપર કાંઇક એંધાણ રહી ગયાં. ઘડી બે ઘડી મરાઠા દળમાં ભારે અવ્યવસ્થા શોર કરી રહી.

ડુંગર ઉપરથી રાજો નીચે ઉતર્યો. 'આપણે હોદ્દસો જણ છીએ ને ?' એણે પૂછ્યું.

'હા.' રામજી મહેતાએ જવાબ દીધો.

'ભલે આવવા દો. તોપો ભરે કે તમારી સાંઢો છોડી મૂકજો. આપણી તોપ એ. જોઇએ કોની તોપ સાચી દાગે છે?'

મહા મહેનતે ડુંગરાળ ભોંય ઉપર જેમ તેમ કરીને એક જંજાલ ગોઠવાઇ, ને રાજાએ વામ નાખી. સાંઢોની ગોફણ ફરીને છૂટી. તોપ રેંકડી ઉપરથી છૂટી પડીને પહાડના કાળા પત્થરો સાથે અથડાઇ. રેંકડી ભાંગી ગઇ. ગોલંદાજોમાં કંઇક કચરાયા, કંઇક નાઠા. તોપોનો અખતરો નકામો ગયો.

પલવાર કંતાજી મહા વિમાસણમાં પડી ગયો. સાંઢોનો જ્યાં સુધી કાંઇ નિકાલ ન થાય ત્યાં સુધી તો એનો માર્ગ કોઇ રીતે મોકળો થઇ શકે એમ જ ક્યાં હતું? તોપો મંડાતી નથી. ઘોડાં ચલાવાતાં નથી. માનવીઓના પગ ઠેરાતા નથી. ચોપાસ ઉંચી ઉંચી સીધી ટેકરીઓમાં ચડવાનો કોઇ રાહ નથી. હવે શું કરવું?

કંતાજીએ ચુનંદા એવા માવલાઓને આગળ બોલાવ્યા. દરેકની બંદૂકો ઠાંસી ઠાંસીને ભરાવી. દરેકના હાથમાં જામગરી આપી. ભાલાવાળાને આગળ કર્યા. દારૂનો ભરેલો એક કોથળો દારૂવાળાઓએ આગળ કર્યો. ગાળાના વાંકમાંથી ભાલાવાળાઓ બહાર દેખાયા. દારૂનો કોથળો એમણે પોતાની આગળ રાખ્યો.

લોહી સુંઘીને મસ્ત બનેલી સાંઢોને હવે કોઇ વામના ફરમાનની જરૂરત નહોતી રહી. એમણે માનવીઓને વળાંક લેતા દેખ્યા અને એમના ઉપર દોટ મૂકી. પણ આ વખતે માનવીઓ અસાવધ નહોતા. આ વખતે તો એ માનવીઓએ સાંઢોની સાથે જ પોતાની તાકાત માપી લેવાનો ઇરાદો કર્યો હતો. સાંઢો નજીક આવી. એમની છીંકોનાં થુંક ભાલાવાળાઓ ઉપર છંટાવા લાગ્યા ને ભાલાવાળા-

રાજાએ વાગ નાંખી. ને સાંઢો નિર્લેળ ઉન્માદની મૂર્તિઓની જેમ માલિકના સૂર ઉપર આગળ દોડી.

એ સાંકડી જગ્યામાં મરાઠાનાં ઘોડાં પાછાં ફરી શકે એમ ન હતું. કંઇક ઘોડાં કચરાયાં. કંઇક અસવારો પછડાયા ને સાંઢો પણ એ અથડામણથી ભડકીને પાછી પડી.

કશાયે અંતરાયની આશંકા વગર એકધારા વેગથી ધસી આવતી મરાઠા સેનાનો મોખરો એકાએક આવા સજીવ મૂશલથી પાછો ધકેલાયો એના ધક્કા લગભગ આખી સેનામાં લાગ્યા. કંઇક પડ્યા. કંઇક કચરાયા. આગળ હતા એ પાછા ફરવા માટે મહેનત કરવા માંડ્યા. પાછળ હતા એ આગળ શું થયું એ જોવા જાણવાના કુતુહલથી પ્રેરાઇ આગળ વધવા પ્રયાસ કરવા લાગ્યા. દળમાં ભંગાણ પડ્યું.

કંતાજી કદમભીડે આગળ આવ્યો. 'શું છે ?' એણે ત્રાડ પાડી.

'મારગ રોકાણો છે. સાંઢોને આગળ રાખી પાછળ કોઇક કટક પડ્યું છે.'

'એમ ?' અનેક નાની મોટી લડાઇઓના એંધાણને પોતાના કઠોર ચહેરા ઉપર લઇને ફરતા આ મરાઠા સરદારે કહ્યું 'બસ, હવે થોભી જાઓ. તોપો લાવો આગળ.'

મરાઠા સેના થોભી ગઇ—જાણે કે ત્યાં ને ત્યાં થીજી ગઇ. થોડી વારમાં ઘોર પડઘા પાડતી તોપોની રેંકડીઓના ખડખડાટ ડુંગરાળ ભૂમિમાં ગાજવા લાગ્યા.

'મહેતા,' રાજાએ કહ્યું: 'આ તો તોપો આવી.'

સૂતા. એક રાત આખી આમને આમ પસાર થઈ ગઈ. તોપોના ગોળા સાંઢોની લોથો સાથે અથડાઈને ઠંડા બની જાય છે. બંદૂકોની ગોળીઓ એ હઠીએ લોહી ઓગાળતી દિવાલ સાથે અફળાઈને પાછી પડે છે. રાંગની પાછળ સદા સાવધ ચોકીદારો બેઠા છે. કોઈ મરાઠા સિપાઈ માથું બહાર દેખાડી શકતો નથી. હવે શું કરવું? માર્ગ કેમ મોકળો કરવો?

જેમ જેમ ઘડીઓ વિતતી હતી તેમ તેમ પિલાજી અને કંતાજીની વિમાસણ વધતી જતી હતી. ભાવસિંહ શિહોર પહોંચી ગયો હશે. ધારો કે એ વહાર લઈને આવે તો? ગરેડના ગાળાની બીજી નાકાબંધી કરી લ્યે તો? દુર્ગાદાસ રાઠોડે એક નાના સૈન્યથી સમર્થ મોગલ શહેનશાહ ઔરંગઝેબ અને એની વિશાળ સેનાને દેબારીની નાળમાં પરાસ્ત કરી હતી તેની જ પુનરાવૃત્તિ થાય. મરાઠાની આ પહેલી ચોથ ચડાઈ હતી. આ ચડાઈમાં જો ક્યાંય પણ પારોઠનાં પગલાં ભરવાં પડે તો કાઠિયાવાડ પાસેથી પેશકસી વસૂલ લેવાની, એમની મુરાદ એક ક્ષણજીવી સ્વપ્ન જેવી બની જાય. ડુંગરાઓ પાસેથી જાણે માર્ગ પ્રાર્થતો હોય એમ કંતાજીએ ઉંચા ડુંગરા સામે જોયું ને ડુંગરાઓ ગઈકાલ લાગતા હતા તેના કરતાં પણ આજે તેને વધારે ઉંચા, વધારે વિકટ અને વધારે બીહામણા લાગ્યા. આસ્માન સામે એણે નજર નાંખી ને એણે આકાશમાં પ્રભાતની સંધ્યાની ચંપાચારો જાગતી જોઈ.

ને આખો બીજો દિવસ અને બીજી રાત પણ એમ ગઈ. વધારામાં માત્ર સાંઢોના સડવા માંડતા શબોની દુર્ગંધથી ખેંચાઈ ખેંચાઈને આવેલા ગીધોની લાંબી ને લાંબી હારો, એણે ડુંગરોની ટોચ પર કોઈ અવધૂતની માફક જાણે કે જગત માત્રના મૃત્યુની

ઓએ લાંબી જામગરીથી દારૂનો કોથળો સળગાવ્યો. સળગતો કોથળો ભાલા ઉપર ઉપાડી લીધો. દોડતી આવતી સાંઢોની ઉપર ફેંક્યો. આ ન સમજાય એવા સડસડતા અગ્ન્યાસ્ત્રથી સાંઢો હેબ-તાઇને ઉભી થઇ રહી. તરત જ વળાંકમાંથી બરકંદાજો આવ્યા. ભાલાવાળા ભોંય પર બેસી ગયા ને એમને માથેથી સાંઢોમાં મોત વેરતી ગોળીઓ ચાલી ગઇ. બીજી બેરખ આવી. ત્રીજી આવી. સાંઢોના શ્વાસ કાંઇ નીચા બેસે, એમની ભડક કાંઇ ઓસરે એ પહેલાં તો સીસાની આગમાં સાંઢો સડસડી ગઇ. સો સાંઢોની લોથો વળી ગઇ. કાંઇક જીવતી રહી હશે તે મરતી સાંઢોના તરફડાટમાં જીવતી દફનાઇ ગઇ. હાડ માંસનો લાલ ઢગ ખડકાયો. લોહીનું નાનું ઝરણું ડુંગરાળ મુલકમાં આગળ સરકવા લાગ્યું.

મરાઠાના ઘોડાઓ આગળ વધી શકે એવું હવે નથી રહ્યું. કંતાજીએ મરાઠા પાયદળને આગળ વધીને માર્ગ ચોકખો કરવાનું ફરમાન કર્યું.

પરંતુ હાડ માંસના બનેલા એ કિલ્લા પાછળ જાનફરોશ લડવૈયા-ઓને કંતાજી હજી નહોતો પિછાનતો. એકસોને એકતાળીસ પાસે બંદૂકો નહોતી ને બંદૂકોની એમને જરૂર પણ ન હતી. મરાઠાઓનાં માથાં જોવાં એ રહ્યા સહ્યાં ચેતનના અવશેષથી ધ્રુજતી લોહિઆળ આડ ઉપર દેખાય કે એને માથે કદાવર હાથોથી વિંઝાયેલી ડાંગની ચોટ પડે છે. એ સાંકડી નેળમાં ચાર માણસો તો માંડ સાથે ચાલી શકે છે. એક વખતે ચાર મરાઠાઓનો જ સામનો કરવાનો રહે છે. કોઇ દેવમંદિરમાં શ્રીફળના ગોટા ફૂટવાના અવાજો સંભ-ળાયા કરે એવા ભીના જાડા અવાજે મરાઠા સિપાઇની ખોપરી જાણે કે ફાટીને જૂદી પડી જાય છે. ચારસો સિપાઇઓ આમ

રાહ દેખતી જોઇ. પોતાના જ શબને પીંખવા એ ગીધો જમા થયાં હોય એવી એના દિલમાં જલતી વેદના થઇ.

એકસોને એકતાલીસ માણસો ને સો સાંઢોના આ કેસરિયા જંગ ઉપર કાળો ડાઘ લગાડનાર એક ખૂટલ આખરે કંતાજીને મળ્યો. એ હતો એક કાઠી. વીસો ખસિયો એનું નામ. પહાડોની અભંગ હારો ને સીધી ઉંચાઇઓમાંથી એણે કંતાજીને એક છૂપી પગદંડી બતાવી દીધી. ત્રીજા રોજની સવારે મરાઠા સૈન્યનો અર્ધભાગ ગાળામાંથી બહાર નીકળી ગયો. અને પછી તો એ એકસો ને એકતાલીસ માણસોય એ ગાળામાં હણાઇ ગયું. એમના વીરોચિત મૃત્યુને જાણે કે અભડાવતું હોય એમ એક કાઠીનું કારમું અટ્ટહાસ્ય ફરી વળ્યું. હજાર સિપાઇઓને અને હજાર ઘોડાંની લોથોને ગાળામાં મૂકીને મરાઠાઓ આ મહાજંગ જીતીને મગરૂબ બનતા શિહોર ઉપર ચડ્યા. શિહોરના મજબુત કિલ્લા પાછળ ઉભેલા ભાવસિંહને પોતાની ફોજી કમતાકાતનું આત્મભાન હતું. શિહોરના ડુંગરી કિલ્લાને કબજે લેવાની કમતાકાતનું કંતાજીને આત્મભાન હતું. ઘેરો ચાલ્યો ન ચાલ્યો ને ચોવટ શરૂ થઇ. મરાઠાઓ નામની ચોથ લઇ ફરીને વધારે અનુકૂળ અવસરની રાહ જોતા ચાલ્યા ગયા. મરાઠાઓને થયું કે આપણો ચોથ હક્ક સાબિત થયો. ભાવસિંહે જાણ્યું કે થોડે ખર્ચે પાપનું વાદળ વેરાયું.

આ વાતોને વરસો થઇ ગયાં અને ભાવસિંહ શિહોરનો ડુંગરી કિલ્લો છોડીને ખંભાતના અખાતના સાગરકાંઠા ઉપર ભાવનગરમાં નવી રાજધાની બાંધીને રહેવા માંડ્યા. એકવારનો એ ગરૂડરાજ ત્યાં કાગડાઓના ટોળાંથી વીંટળાઇ રહ્યો. દરબારી ડાયરામાં એના બંધાણી હજુરીયાઓ ફાટે મ્હોંએ એની કુનેહનાં, એની બહાદરીનાં વખાણ કરી રહ્યાં અને ભાવસિંહજીને કૃતકૃત્યતા હૈયે અને મગજમાં

કાંઇ ખાસ પરીક્ષા નહોતી. પરંતુ એ વખતે એને એમ લાગી આવ્યું કે કામદારની થાળીમાં પડેલા ચોખા પોતાના રસોડા કરતાં ઘણા સારા છે. કામદાર દરબારને આમ આવેલા જોઇને હાથમ્હોં ધોઇને સફાળો ઉભો થયો. 'કેમ બાપુ ? કેમ બાપુ ?'

'તારે ભાવનગરનું રાજ્ય કરવું છે ને ?'

'રાજ્ય તો બાપુ, મારૂં જ છે ને.'

'એમ ? એમ ?' ભાવસિંહજીની ચીસ જાણે ફાટી ગઇ. કામદારના જવાબના મર્મ એની રોષના ઝેરથી ખારી બનેલી બુદ્ધિમાં ન ઉતર્યા. 'એમ રાજ્ય તારૂં છે ? હું બેઠાં તારે આંહી રાજ કરવું છે ? લે કરજે, કરજે, કરજે.' ભાવસિંહે ભાલો ઉગામ્યો. અચાનક ઘાવ સામે હેબત ખાઇ ગયેલો કામદાર કાંઇ પણ આત્મરક્ષણ કરે, તે પહેલાં તો ભાવસિંહે એ ભાલો એની છાતીમાં પરોવી દીધો. કામદાર લોહીના કોગળા કરતો ભોંય ઉપર પડ્યો. ભાલાનું બહાર નીકળેલું ફણિયું ભોંયમાં ખુંચી ગયું. રામજી મહેતાના દિકરાના રૂધિરસ્નાનથી કૃતકૃત્યતા અનુભવતા દરબાર મૂછ આમળતા ગઢમાં પહોંચ્યા. જાણે કશું જ ન બન્યું હોય એમ ભાણા ઉપર બેઠા. રાહ જોતા હજુરીઓને એણે માત્ર એટલું કહ્યું : 'હવે હું સાચો રાજા.'

સારા યે શહેરમાં આ સમાચાર વિજળીના ઝટકાની કાતિલતાથી પડ્યા. વલ્લભજી કામદારની લોકમાં સુવાસ સારી હતી. એના ધીમા, એકરાગી અને તટસ્થ શાસનથી પ્રજાને સંતોષ હતો. એવા માણસનું ભરી થાળી ઉપર દરબારને હાથે ખૂન થાય એ વાત લોકોને મન આવતી કાલના રાજ્યના ભાવીને માટે અનર્થકારક લાગી.

સમજુ લોકોએ ઉચાળા ભરવા માંડ્યા. અણસમજુઓએ સમજુ લોકોનું અનુકરણ કરવા માંડ્યું.

ગઢમાં રાજમાતાને આ વાતની જાણ થઇ. એમનાં બુઝર્ગ માથા ઉપર કંઇકંઇ શંકા આશંકાના ભૂતો જાણે ઘેરાવા લાગ્યાં. કંઇ વાર સુધી એ ખાટ ઉપર બેઠી રહી. એણે લોકોની અવજ્ઞામાં રાજ્યનો હ્રાસ બનતો જોયો. એણે પોતાની વડારણને હાક મારીઃ

'મારું વેલડું જોડાવ. ભાવસિંહજીને કહે કે મને મળી જાય.'

દરબારગઢના ચોકમાં લાલ માફાવાળું વેલડું જોડાયું. એક-ઢલિયો બળદ ગળે બાંધેલી ઘુઘરમાળને રણકાવતો નંદીનૃત્ય કરવા લાગ્યો. ભાવસિંહજી દરબાર પણ રણવાસમાં આવ્યા.

'બેટા, બાપ, મા ખોડિયાર તને સુખી રાખે. હું તો જાઉં છું.'

'ક્યાં ?'

'હું જાઉં છું, બાપ, જ્યાં તારું રાજ્ય નહિ હોય ત્યાં.'

'મારું રાજ્ય નહિ હોય ત્યાં ? આવડો બધો ખોફ ?'

'બેટા મને શું પૂછે છે? તારે હૈયે હાથ મૂકી જો'

'હાં. હાં. તમે પેલા કામદાર બાબત વાત કરો છો ?'

'બેટા હું કામદારની વાત નથી કરતી. એક કામદારના મોતની મને બહુ પડીએ નથી, પરંતુ હું રોઉં છું રામજી મહેતાના દિકરાને. તારામાં ગુસ્સો ઘણો છે. ખાર ઘણો છે. તને એટલું યાદ ન

આવ્યું કે તું કોના ઉપર હાથ ઉગામે છે? જો આજ તારી રૈયત પણ ઉચાળા ભરે છે. અને ભરે જ ને! ન ભરે તો શું કરે? જે રાજા રામજી મહેતાના દિકરાને ભર્યે ભાણે ભાલે મારે એ રાજા બીજું શું ન કરે?'

ભાવસિંહ માથે હાથ દઇને જડ જેવો ઉભો થઇ રહ્યો. કોઇ જાદુગરના વેણ ઉપર ભૂતાવળ પ્રગટે તેમ રાજમાતાએ રામજી મહેતાના લીધેલા નામ માત્રથી, પોતે આજ દિવસ સુધીમાં કદિયે નહિ સંભારેલી યાદગીરીઓ એના અંતરમાં ઉભરાવા માંડી.

એ રાજુલા: એ મરાઠાની સેના: પોતાની નજર કેદ: એ નજરકેદનો સ્વેચ્છ સાગરીત રામજી મહેતો.

એ ઘોડાં દોડ્યાં જાય છે–મોત પાછળ પડ્યું હોય એવી આંધળી દોડથી; ને પાછળ મરાઠાની ફોજ ગાજે છે. એ ઉંચા ઉંચા ડુંગરો ને ડુંગરાઓની અભંગ હારોની સાંકડી ખીણમાં સફેદ દોરા જેવી વહી જતી પગદંડી. પોતે શિહોર સલામત પહોંચે, એ માટે ત્યાં એકસોને એકતાલીસ માણસો પોતાની કાયાના જીવતા કિલ્લા ચણે છે. પોતે આજ જે છે તે એમના પ્રતાપે. એક રબારી અને એક બ્રાહ્મણ. પોતાની આઝાદ રજપૂતાઇના પાયા એ એનાં ડુંગરાળ ખીણોમાં રીંચાયેલાં લોહી માંસ ઉપરજ ચણાયા છે. પોતે કેમ એ વાત ભૂલ્યો? રામજી મહેતાના દિકરા ઉપર એનો હાથ કેમ ઉપડ્યો? કઇ ચીજે એની આંખો અને એની બુદ્ધિનાં તેજ સંકોરી દીધાં? એક કુનેહબાજ, ગણતરીબાજ અને ચાલાક રાજા તરીકેની એની પ્રતિષ્ઠા આજ ક્યાં હતી? રાજાઓની કૃતજ્ઞતાની કિંમત શી?

'બેટા,' ભાવસિંહને ચૂપ જોઈ, ગરમ બનેલા લોઢા ઉપર જાણે કે હથોડાના પ્રહાર કરતી હોય એમ રાજમાતાએ કહ્યું : 'હું જાઉં છું. તારા રાજમાં હું નથી રહેવાની. જ્યાં મારી રૈયત ત્યાં હું. તું અને તારા હજુરીઓ આ ઉજ્જડ નગરીમાં રાક્ષસનાં રાજ્ય સુખેથી કરજો.'

૭

'હજુરીઓ !' ભાવસિંહની વ્યગ્ર મનોદશાને પોતાના અધઃપતનનું કારણ જાણે કે એકદમ મળી ગયું. એક ક્ષણ એનો સત્તાનો નશો ઉતરી ગયો. બાળકની માફક એ પોતાની માતાને નમી પડયો. 'મા. મા,' એ રૂંધાતે અવાજે બોલ્યો : 'તમે ન જાઓ. વસ્તીને યે મનાવો. મારા પાપનું પ્રાયશ્ચિત્ત તમે કહેશો એ કરીશ.'

આત્મક્ષુદ્રતાના ભાનથી નૂરવિહોણી બનેલી આંખોએ ભાવસિંહ રણવાસમાંથી પાછો આવ્યો. એક મોખાસદારને બોલાવી હુકમ કર્યો : 'મારો ઘોડો લાવ.'

ચાકર ઘોડો લાવ્યો. ધોળો દૂધમલ નમણો ઘોડો, માથેથી છોકરું ય ન પડે એવો સોજો.'

'નહિ, આ ઘોડો નહિ. સરખંગ લાવ.'

સરખંગ ! રાજા ભાવસિંહ જ્યારે રણે ચડે ત્યારે જ બહાર કાઢવામાં આવતો ત્રણપગો એ લડાઇનો ઘોડો ! આ શું ? બાપુ ક્યા સંગ્રામે ચડે છે ? તાજુબ બનેલા ચાકરે એ પહાડ જેવડો પ્રચંડકાય ને હરણના અવતાર જેવો ઘોડો રજૂ કર્યો; અને એ તરવરિયો તોખાર માલિકની આજદિન તકની સુષુપ્ત યાદગીરીને જાણે કે અભિનંદતો હોય એમ આનંદની હાવળ દેતો બહાર નીકળ્યો. માથે ભાવસિંહ અસવાર થયા.

'ક્યાં છે ચોપદારો ? ચોપદારોને બોલાવો.'

હાથ જોડીને ચોપદારો હાજર થતા. દરબારના હુકમથી ચોપદારો અસ્વાર થયા. આગળ ચોપદારો અને પાછળ દરબાર એમ વલ્લભજી કામદારના ઘર તરફ ચાલ્યા.

બહાર શેરીમાં લોક જમા થયું હતું. ઘણાખરા ઉચાળા ભરવાની વેતરણમાં હતા. ભાવસિંહને કામદારના ઘર તરફ જતો જોઇને ઘણાને નવાઇ લાગી. કેટલાકને કુતુહલ ઉપજ્યું. ને ભાવસિંહની પાછળ કંઇ કંઇ ગામલોક પણ ચાલવા માંડયું.

કામદાર વલ્લભજીને ઘેર સેંકડો લોકો આવીને બેઠું હતું. સ્મશાનમાંથી પાછા ફરેલા ડાઘુઓ, અને ત્યાં બેઠેલું લોક અરસ્પરસ વિચારો અને અભિપ્રાયોની આપલે કરતું હતું. એ કાળે એમના વિચારો અને એમની વાતોમાં હાજરાહજુર એવા દરબારને પોતાના ચોપદારો સહિત વચમાં આવીને ઉભતા જોઇ સહુને તાજુબી લાગી. કેટલાકને આશંકા થઇ કે આ નવી આફત વળી શું આવી? એક વારના જેનાં કાળાં કર્મોની કથા પુરી નથી થઇ ત્યાં નવું વળી શું ઉભું થશે ?

'ભાઇઓ', ભાવસિંહે કહ્યું: 'મારા આવવાથી તમે કોઇ કાંઇ બીજો વિચાર ન કરશો. હું આવ્યો છું મારી ભૂલની માફી માગવા, મારી ભૂલ મારાથી જેટલી ધોઇ શકાય એટલી ધોવાને. વલ્લભજી મહેતાના દિકરાને જ હું કામદારની પાઘડી બંધાવીશ.'

લોકો આ અચાનક પરિવર્તનથી એક ક્ષણ મૂઢ જેવા બની ગયા. 'વલ્લભજીનાં ઘરવાળાંને મારા વતી કહાવો કે હું એના પગમાં પાઘડી ઉતારી માફી માગું છું.'

અંદરથી કહેણ આવ્યું: 'બાપુ, કામદારનાં ઘરવાળાં કહેવરાવે છે કે એમના મનમાં કશી યે દૂભ નથી રહી. ને એ કહે છે કે મારે મારા છોકરાને કામદાર નથી બનાવવો.'

બાવસિંહ એક ક્ષણ-ચૂપ ઉભો રહ્યો, બીજી ક્ષણે એ નરમ અવાજે બોલ્યો: 'મારી માને કહેવરાવો તમારો છોકરો પાઘડી બાંધે તો જ તમે મને માફી આપી ગણું. તો જ મારે રાજ કરવું પ્રમાણ છે, નહિતર હું પણ વસ્તી ભેગો ચાલી નીકળું.'

અંદરથી પાછો જવાબ આવ્યો: 'ભલે બાપુ, આપનું લૂણ અમારા પેટમાં છે. આપની આજ્ઞા અમારે મંજૂર છે.'

ને બાવસિંહનો આર્દ્ર અવાજ એના અંતરમાં પ્રગટેલી હંડી આગની સાક્ષી પૂરતો બોલ્યો ! 'પાઘડી બાંધશું, ગરેડના ગાળામાં. જ્યાં રામજી મહેતો મારે ખાતર સદ્‌ગતિ પામ્યો છે ત્યાં.'

# ૨ : ભાઈનો ઘોડો

આજનાં નવાનગરમાં જૂનાં નગરનાં એંધાણ તો ક્યાંક ક્યાંક જ નજરે ચડી આવે છે. એવાં એક એંધાણ સમો એનો જુનો દરબારગઢ છે. વિશાળ અને વિદેશી બાંધણીઓવાળાં મકાનોનાં જંગલ આજે એ ગઢને પોતાની પત્થરી નિર્જનતામાં રૂંધી નાંખે છે. પરંતુ એકવાર તો ત્યાં રળિયામણી નાગમતિનાં પાણી એના ગઢની રાંગને ઘસાઈ ઘસાઈને જતાં ને નદીપાર નાગનાથ અને ધુવાવ સુધી લંબાતાં વનની અંદર ચિત્તાઓના લોહીતરસ્યા ઘુરકાટ અને તરસનાં ઉન્માદી અટ્ટહાસ્ય સંભળાતાં.

ને એ ઉતાવળી સાગર ભણી ધસતી નદીને કાંઠે જૂના દરબારગઢના રાણીવાસના ગોખો ઝુકી રહ્યા હતા. એવા એક ગોખમાં સત્તરમી સદીના મધ્યભાગમાં એક રાતે નગરનો જામ જસો અને એની ઓલી રાજરાણી લખમાછબા શેતરંજ ખેલતાં હતાં.

આસમાનમાં માથે પૂર્ણિમાનો ચંદ્ર ઉગ્યો હતો અને એની નિર્મળ કૌમુદી વિલસી રહી હતી. દૂર દૂરના જંગલમાંથી સરતી માદક પવનની લહરીઓ નદીના ઠંડા પાણીથી ભિંજાઈ ભિંજાઈને ગોખમાં જાણે કે ઓળિયાં કરીને રાજા રાણીની અમીરી રમતના રંગ જોઈ

જતી હતી. એક બાજુ વાતાવરણ માદક હતું. બીજી બાજુ રમત રંગ ઉપર આવી હતી. મલ્લોની મડાંગાંઠ પડી હોય એમ જોરી રમત પટ ઉપર આમતેમ હરિફાઇના હિંચોળ લેતી હતી.

સાંકળના અંકોડા જાણે કે ગોઠવાયા હોય એમ બે બાજીઓ એકબીજાં મ્હોરાંના મદાર ઉપર જાણે કે ગૂંથાઇ ગઇ હતી. કોઇ એક ભૂલ કરે, કોઇનું એક મ્હોરૂં પણ પડે એની બાજી ગૂમાવાની હતી. એમાં રાણીએ ભૂલ કરી. એનો ઘોડો પડ્યો. ને એ એક મ્હોરૂં પડતાં, પાકાં ઝાડને ખંખેરતાં ફળો પડવા માંડે એમ એના બીજાં મ્હોરાં પણ પડવા માંડ્યાં.

'આ એ એમ છે.' જામ જસાજી ખેલાડીને સહજ એવી ખુમારીથી બોલ્યો: 'આ એક ઘોડો લીધો એટલી વાર. આ હમણાં આપુ કિસ્ત. પછી આ ઉંટની શેહ; પછી આવશે આ વજીરની શેહ. ને પછી તું બનીશ પ્યાદ મહાત.'

'એ તો મારૂં એક ઘોડું પડ્યું, એટલે ને?'

'એટલેની જ વાત છેસ્તો. ઘોડું પડે નહિ તો જાય ક્યાં? દાવ કેવો ગોઠવ્યો હતો?'

ચોક્કસ જીતવા માગેલી અને પોતે ચોક્કસ જીતાયેલી માનેલી બાજીના કાંગરા આમ અણધાર્યા ખરતા થતા જોઇ ઝાલી રાણીના મનમાં જુવાનજોધ પુત્ર ફાટી પડ્યાની વેદના પ્રગટી. એ બદબખ્ત ઘોડાએ આખરે દગો દીધો!

રાણીએ જામ સામે જોયું. અભિમાની વિજેતાની અદાથી, મગરૂરીથી ઝળકતી આંખે, મૂછે વળ દેતાં દેતાં રમતને સંતોષથી જોઇ

રહેલા જામને જોઇને એનું હૈયું કબજે ના રહ્યું. પોતે શું બોલે છે, શું બોલવું જોઇએ એનું એને કાંઇ જ ભાન ન રહ્યું. આ તો રોજેરોજ મંડાતી શેતરંજની એક રમત માત્ર છે, એ મર્યાદા-પ્રમાણ પણ એ ભૂલી ગઇ. સ્ત્રીસહજ રોષભરી એ બોલી: 'હવે મારો ઘોડો લીધો એમાં તમે શું મીર માર્યો? મારા ભાઇનો ઘોડો લ્યો, તો હું તમને ખરા કહું!'

'એમ?' રમતને ખંખેરી નાંખીને જામ ઉભો થઇ ગયો. હારેલી બાજીની એક સ્ત્રી-ખેલાડી એને કોઇ જાતના યે અર્થ વગરનાં જ વેણ કહે છે એ વાતની એને કશી યે ગતાગમ ના રહી. કોઇ મહાજંગનું આખરીનામું એ ઝીલી લેતો હોય એમ એ સખ્ત અવાજે બોલ્યો: 'રાણી, ભાઇનું આટલું ગુમાન છે? ઠીક છે. તમારા એ ભાઇને જ હું આંહી તમારી પાસે કેદી તરીકે હાજર કરીશ. જે દિવસ હાજર કરીશ તે દિવસે જ તમારૂં મુખ જોઇશ.'

અકારણ અને અણસમજ્યા રોષથી ધુંધવાતી જ્વાલા જેવો જામ રણવાસમાંથી બહાર નીકળ્યો: 'કોઇ છે કે?'

'કેમ બાપુ?' જસા જામનો દરબારગઢનો મુખ્ય મોખાસ-દાર-ગઢીયો-શંકરદાસ હાથ જોડીને બોલ્યો.

'શંકરદાસ, જાઓ હમણાં ને હમણાં. હળવદના ઝાલા રાણાને કેદ કરીને મારી પાસે લાવો.'

'ઝાલા રાણાને? કેદ કરીને?' શંકરદાસ ઉજ્જડ ચહેરે જસા જામ સામે જોઇ રહ્યો.

'હા.' જસા જામે બેદરકાર મનમોજથી જવાબ દીધો : 'મારે એને કાંઈ નથી કરવું. એની બેનના મનમાં આભઊંચું ગુમાન છે. એ જ મારે મોડવું છે. એને એની બેનને બતાવીને રુખસદ આપી દઈશું. જા, ગમે તેમ કરીને પણ તું ચંદ્રસિંહ ઝાલાને પકડી લાવ.'

માલિકની આજ્ઞા માથે ચડાવીને શંકરદાસ ચારસો આરબોની બેરખ લઈને હળવદ તરફ રવાના થયો. હળવદમાં એ એક રાત્રે પહોંચ્યો. નગરની રાજરાણીના પોતાના ભાઈ ઉપરના ખાસ તાકીદના સંદેશા લઈને પોતે આવ્યો છે એમ જણાવીને શંકરદાસે કોટના દરવાજા ઉઘડાવ્યા. ચારસો માણસોની બેરખ સીધી ગઢ ઉપર ચડી ગઈ. ગઢમાં ચોકીદારોને દબાવ્યા. ગઢની દોઢી કબજે કરીને શંકરદાસ ઉપર ચડી ગયા. ચંદ્રસિંહ ઝાલો સૂતો હતો. એને શંકરદાસે જગાડ્યો. 'ઝાલા રાજ, તમે મારા કેદી છો. મારી સાથે અત્યારે ને અત્યારે ચાલો.'

ઝાલો રાણો 'ચંદ્રસિંહ' ઉંઘમાંથી ઝબકીને જાગ્યો. ઉઘાડો જમૈયો પોતાની છાતી સામે ધરીને ઉભેલા કોઈ અજાણ્યા માણસને પોતાની પથારી પાસે પોતાનાથી એક વેંત જ દૂર ઉભેલો જોઈ એના મુખમાંથી એક ભયભરી ચીસ નીકળી ગઈ.

એ ચીસ સાંભળીને ઓરડાને સામે દરવાજેથી એક વૃદ્ધ રજપૂતાણી ઓરડામાં આવી પહોંચી. 'કોણ છો ? કેમ આવ્યો છે ? મારા છોકરાનું શું તારે ખૂન કરવું છે ?'

શંકરદાસ રાજમાતાને બે હાથ જોડી બોલ્યો : 'ના, મા. તમારા પુત્રનો વાળ કોઈ વાંકો કરે તો તેનો હું જામીન. પણ એમને

રહેલા જામને જોઇને એનું હૈયું કબજે ના રહ્યું. પોતે શું બોલે છે, શું બોલવું જોઇએ એનું એને કાંઇ જ ભાન ન રહ્યું. આ તો રોજેરોજ મંડાતી શેતરંજની એક રમત માત્ર છે, એ મર્યાદા-પ્રમાણ પણ એ ભૂલી ગઇ. સ્ત્રીસહજ રોષભરી એ બોલી: 'હવે મારો ઘોડો લીધો એમાં તમે શું મીર માર્યો? મારા ભાઇનો ઘોડો લ્યો, તો હું તમને ખરા કહું !'

'એમ?' રમતને ખંખેરી નાંખીને જામ ઉભો થઇ ગયો. હારેલી બાજીની એક સ્ત્રી-ખેલાડી એને કોઇ જાતના યે અર્થ વગરનાં જ વેણ કહે છે એ વાતની એને કશી યે ગતાગમ ના રહી. કોઇ મહાજંગનું આખરીનામું એ ઝીલી લેતો હોય એમ એ સખ્ત અવાજે બોલ્યો: 'રાણી, ભાઇનું આટલું ગુમાન છે? ઠીક છે. તમારા એ ભાઇને જ હું આંહી તમારી પાસે કેદી તરીકે હાજર કરીશ. જે દિવસ હાજર કરીશ તે દિવસે જ તમારૂં મુખ જોઇશ.'

અકારણ અને અણસમજ્યા રોષથી ધુંધવાતી જ્વાલા જેવો જામ રણવાસમાંથી બહાર નીકળ્યો: 'કોઇ છે કે?'

'કેમ બાપુ?' જસા જામનો દરબારગઢનો મુખ્ય મોખાસ-દાર-ગઢીયો-શંકરદાસ હાથ જોડીને બોલ્યો.

'શંકરદાસ, જાઓ હમણાં ને હમણાં. હળવદના ઝાલા રાણાને કેદ કરીને મારી પાસે લાવો.'

'ઝાલા રાણાને? કેદ કરીને?' શંકરદાસ ઉજ્જડ ચહેરે જસા જામ સામે જોઇ રહ્યો.

'હા.' જસા જામે બેદરકાર મનમોજથી જવાબ દીધો: 'મારે એને કાંઈ નથી કરવું. એની બેનના મનમાં આભઉંચું ગુમાન છે. એ જ મારે મોડવું છે. એને એની બેનને બતાવીને રૂખસદ આપી દઈશું. જા, ગમે તેમ કરીને પણ તું ચંદ્રસિંહ ઝાલાને પકડી લાવ.'

માલિકની આજ્ઞા માથે ચડાવીને શંકરદાસ ચારસો આરબોની બેરખ લઈને હળવદ તરફ રવાના થયો. હળવદમાં એ એક રાત્રે પહોંચ્યો. નગરની રાજરાણીના પોતાના ભાઈ ઉપરના ખાસ તાકીદના સંદેશા લઈને પોતે આવ્યો છે એમ જણાવીને શંકરદાસે કોટના દરવાજા ઉઘડાવ્યા. ચારસો માણસોની બેરખ સીધી ગઢ ઉપર ચડી ગઈ. ગઢમાં ચોકીદારોને દબાવ્યા. ગઢની દોઢી કબજે કરીને શંકરદાસ ઉપર ચડી ગયો. ચંદ્રસિંહ ઝાલો સૂતો હતો. એને શંકરદાસે જગાડયો. 'ઝાલા રાજ, તમે મારા કેદી છો. મારી સાથે અત્યારે ને અત્યારે ચાલો.'

ઝાલો રાણો ચંદ્રસિંહ' ઉંઘમાંથી ઝબકીને જાગ્યો. ઉઘાડો જમૈયો પોતાની છાતી સામે ધરીને ઉભેલા કોઈ અજાણ્યા માણસને પોતાની પથારી પાસે પોતાનાથી એક વેંત જ દૂર ઉભેલો જોઈ એના મુખમાંથી એક ભયભરી ચીસ નીકળી ગઈ.

એ ચીસ સાંભળીને ઓરડાને સામે દરવાજેથી એક વૃદ્ધ રજપૂતાણી ઓરડામાં આવી પહોંચી. 'કોણ છો? કેમ આવ્યો છે? મારા છોકરાનું શું તારે ખૂન કરવું છે?'

શંકરદાસ રાજમાતાને બે હાથ જોડી બોલ્યો: 'ના, મા. તમારા પુત્રનો વાળ કોઈ વાંકો કરે તો તેનો હું જામીન. પણ એમને

રમતનો બોજ રાણીના ઘોડા ઝીલી શક્યા નહિ. જ્યારે આખરે રાણીનો એક ઘોડો પડયો ત્યારે જામ જસાજીએ સાત સાત સ્વર્ગોનું સુખ સામટું સંપાદન કર્યું હોય એમ એના મુખ ઉપર આછા હાસ્યની રોષ ઉપજાવતી પ્રભા જાણે કે સળગી ઉઠી. રાણીનું મગજ ફરીને રમતની સમતોલતા ગૂમાવી બેઠું. 'એમાં તને શું મોટો વાઘ માર્યો? મારો ઘોડો લીધો એમાં શું નવાઇ કરી? મારા ભાઇનો ઘોડો લાવો ત્યારે ખરા!'

જામ જસાજીનાં તિરસ્કારભર્યાં અટ્ટહાસ્યના પડઘા આખા ગઢમાં જાણે કે કોઇ વૈતાલના હાસ્ય જેવા ઉઠયા. 'અરે રાણી! અરે મૂરખ! નગરની અર્ધી રાજગાદી ઉપર તું બેસનારી; છતાં તને ય હજી નગરના નાથની તાકાતની ગમ નથી? ખરે જ મુસલમાનો પોતાની ઓરતોને બેગમ કહીને બોલાવે છે, એ વાજબી જ કરે છે.'

જામ જસાના સૂરમાં નીતરતી આત્મશ્લાઘા સાંભળીને રાણી કંઇક છોભીલી જેવી બની ગઇ. જામ જસાએ બૂમ મારી: 'અરે, બહાર કોણ છે?'

'જી હજુર.' શંકરદાસ અંદર આવીને હાથ જોડીને ઉભો રહ્યો.

'ચંદ્રસિંહ ઝાલાને અંદર લાવો.'

આ આજ્ઞા સાંભળીને શંકરદાસ માથું નમાવીને બહાર ગયો. રાણી ફિક્કડ ચહેરે જામને તાકી રહી. આ આજ્ઞા સાથેસાથ અમલમાં મૂકવામાં આવશે કે એવા ગર્વાંધ અને સત્તાના છાકથી અર્ધ પાગલ જેવા બનેલા પતિની એમાં કોઇ નવી મશ્કરી છે એવી એને સમજ ન પડી. કુલગૌરવનો ધોધ રજપુતાણીના પહાડ

જેવા હૈયામાંથી જાણે કે પ્રગટીને એના અંગેઅંગમાં પછડાઇને ફાટતો ગાજવા લાગ્યો.

શંકરદાસ આવ્યો. એની પાછળ અવળે હાથે બાંધેલ ચંદ્રસિંહને બે આરબો દોરી આવ્યા.

'લ્યો રાણી,' જસો જામ ખડખડાટ હાસ્ય કરીને બોલ્યો : 'તમારા ભાઇનો ઘોડો તો શું, પરંતુ તમારો ભાઇ ખુદ આ હાજર છે. હું, નગરનો નાથ, તમને હજી ન ઓળખાયો ? ભલભલાના ચપટીમાં ચોળીને ભૂક્કા કરી નાંખું, તો તમારો ભાઇ તે વળી મારી શી વિસાતમાં ?' જાણે કે નવખંડ ધરતી ઉપર દિગ્વિજય કર્યો હોય, એમ જામ જસાનાં આંખ, નાક, છાતી મસ્ત અગરૂખીથી ફુલી રહ્યાં.

રાણીના ચહેરા ઉપર અપાર્થિવ ભિજજડ ક્રોધ છાઇ ગયો. એના પિતાની કુલદેવી શક્તિ માતાની સિંદુરવર્ણી કારમી ક્રૂરતા એના મુખ ઉપર છવાઇ ગઇ. 'અમે કોણ ?' એના હૈયામાં પિતાના કુલની ખાનદાની જાણે કે શેષનાગની હજાર ફણાઓ ઉપર ઉભીને નાચવા લાગી: 'અમે કોણ ? ઝાલાં સૌરઠના સર્વોત્તમ રાજકુળના— ને આ રાવળ અમારા ઉપર આમ સરસાઇ ભોગવી જાય ? અમે કોણ ? બાબરા ભૂતને વશ કરીને એક રાતમાં બે હજાર ગામને કબજે કરનાર હરપાળ દેવના વંશજો, દિલ્હીના દરબારમાં જેના પંજા હજી પડ્યા છે એ રાયસંગ ઝાલાની ઓલાદના; એના ઉપર આ ચાંચીયો રાજા આટલી બધી શેખી કરી જાય ?' એના દિલની વિમાસણ એના ચહેરા ઉપર કારમી તરવરવા લાગી. જામ જસાએ પોતાની રાણી સામે વિજયના કેફથી નજર નાંખી. રાણીનો ચહેરો જોઇ એનો એ કેફ એકદમ ઉતરી ગયો. 'એક ક્ષણ એણે, જગતનો પ્રલય કરવાને માટે તત્પર બની ખપ્પર જોગ

પૂરો કરવા આવેલી કોઇ મહાચંડીનાં જાણે દર્શન કર્યાં. એક ક્ષણ એણે નિર્ભેળ મૃત્યુને જાણે નજરોનજર પોતાની સામે કરાલ દાંતો કાઢીને ઉભેલું જોયું. કુલગૌરવોની અથડામણના વાદળમાંથી એણે વીજળીને ચોપાસના જગતને સળગાવતી ફાટતી જોઇ.

ચંદ્રસિંહ ઝાલો પોતાની બેન અને જામ જસા વચ્ચેની મૂંગી વાતોનો સાક્ષી બની રહ્યો. અભિમાનથી તે બોલ્યો: 'નગરના જામ, મને આંહી પકડી લાવવામાં તમે શા માટે અભિમાને મલકાઇ જાઓ છો? હું આંહી આજે બંદીવાન તરીકે આવ્યો છું એ તમારી પોતાની કોઇ મરદાનગીથી નહિ. પરંતુ એક બ્રાહ્મણની દગાખોરીથી. રાજપૂતો બ્રાહ્મણોને હાથે અનાદિકાળથી ઠગાતા આવ્યા છે. હું પણ એમ જ ઠગાયો છું. મને એમાં શી ન્હાનમ છે?'

ચંદ્રસિંહ ઝાલાને આંહી આવી રીતે પકડાવી લાવવામાં પોતે કોઇ ભગીરથ કામ સાધ્યું છે એવી જામ જસાની બુદ્ધિ આ જવાબથી ઓસરી ગઇ. આ કાર્યમાં અત્યારસુધીમાં પોતે કોઇ મરદાનગી દાખવી નથી એ ખ્યાલે એનું મગજ જાણે કે રૂંધાઇ ગયું.

'એમ છે?' જામ જસો બોલ્યો: 'ભલે. ત્યારે મરદાનગી દાખવીને તમે આંહીથી મોકળા થઇ શકશો. તમારા ઝાલાઓ જ્યારે સામી છાતીએ મરદાનગી દાખવીને તમને છોડાવી જશે ત્યારે તમે આંહીથી જઇ શકશો. ઝાલાઓની મરદાનગી કેવી છે એ પણ હું જોઇ લઇશ.'

શંકરદાસ આ વાત સાંભળી રહ્યો હતો. યાદવ અને ઝાલાઓના કુળગૌરવની અથડામણના તણખા એના હૈયામાં પણ કંઇકંઇ

વેદના જગાવી ઉઠયા હતા. પોતે પોતાના રાજા રાણી વચ્ચેના વૈમનસ્યનું કારણ બન્યો હતો. પોતે ધ્રાંગધ્રા અને નગર વચ્ચેના વેરનું કારણ બની બેઠો હતો. એની એકમાર્ગી વફાદારીએ એક મહાજંગ અને એક મહા ગૃહકલહના ઝેરી બીજો રોપ્યાં હતાં. હવે પોતાનો ધર્મ શો ?

એકાએક ભૂત પ્રગટે ને માણસ ચમકીને ઉભો રહે એમ શંકરદાસને વિચાર આવ્યો: 'ચંદ્રસિંહને પાછો હળવદ સલામત પહોંચાડવાનો મારો કોલ છે. હું એની સલામતિ અને હળવદના પ્રયાણ માટે હામી જેવો છું.'

બીજી દુનિયાના માનવીને એ બોલતાં સાંભળતો હોય એમ એણે જસા જામને આરબ ચોકીદારોને ફરમાન કરતાં સાંભળ્યો : 'જાઓ આ કેદીને બરાબર પહેરામાં રાખો. એને આપણી કેદમાં બેસારી દો.' જામ જસો ચંદ્રસિંહ તરફ ફરીને અભિમાની નિષ્ઠુરતાથી હસતાં બેપરવા અવાજે બોલ્યો : 'જ્યાં સુધી હળવદના તમારા મરદો તમારો છૂટકારો ન કરે ત્યાં સુધી.'

શંકરદાસને સ્વધર્મ અને રાજધર્મ વચ્ચે પોતાનો રાહ શોધવો મુશ્કેલ થઇ પડયો. પોતે રાજનો નોકર હતો. રાજના પડતા બોલ ઉઠાવવાનો એનો ધર્મ હતો: પોતે બ્રાહ્મણ હતો. બ્રાહ્મણ કુળની આબરૂનો એ હામી હતો. પોતાનો ધર્મ શું ? રાજકુળોની ખાન-દાનીની લોહીઆળ શેતરંજમાં એક પ્યાદાં તરીકે રમવાનો કે બ્રાહ્મણ કુળની ખાનદાનીને ખાતર પોતાનો બોલ પાળવાનો ?.

એક કદમ એ આગળ આવ્યો : 'હજુર !' એ બોલ્યો, 'ચંદ્રસિંહજીને હળવદ પાછા લઇ જવાનો મેં કોલ આપ્યો છે.'

'તે એમાં શું થઈ ગયું ?'

'એટલે મારે એમને હળવદ લઈ જવા પડશે. એમને કેદમાં !! રીતે પૂરી શકાય ?'

'હવે એ તો ઠીક. સમજ્યા.'

'પણ મારો ધર્મ—'

'તમે નોકર કોના ? ધર્મના કે મારા ? માળાં લોટમગાં ! એ [ઓ]ઓને, એમને ય ધરમ બરમ નડે છે ! તારો ધર્મ એક જ. હું ; તેમ કરવાનો.'

એ એક અપમાને–અપમાનભર્યા અવગણનાના બોલોએ શંકર-[ન]ની તમામ વ્યગ્રતા શમાવી દીધી.

'બાપુ, તમારી પોતાની સૂચના મુજબ જ હું ચંદ્રસિંહને [અ]હી લાવ્યો છું. તમે જ મને કહેલું કે ચંદ્રસિંહને તમે નજરકેદ [મ]ાં રાખવા માગતા. એટલે જ હું એને, જેને દગો કહેવાય એવી [રી]ત કરી, આંહી લાવ્યો.'

'તે ઠીક કર્યું. હવે તારે શું છે ?'

'હવે મારે છે એક વાત. મેં બોલ આપ્યો છે એને હળવદ [પા]છા પહોંચાડવાનો. રાજકુલોની ખાનદાનીનું જેટલું અભિમાન [તમ]ને છે એટલું જ મારા કુળની ખાનદાનીનું મને અભિમાન છે. [હું ન]ોકરી કરું છું રાજની, પણ મારી જાતને દગાખોર બનવા [તૈયા]ર નહિ.'

'અરે આ તો કોઇક ઉદ્ધત લાગે છે. કોણ છે બહાર? પકડો આ હરામખોરને.'

શંકરદાસે પોતાની બાજુમાંથી શમશેર કાઢી. જામ જસો બે કદમ પાછો હઠી ગયો. તિરસ્કારથી શંકરદાસ હસ્યો: 'એમ મૂંઝાઓ મા જાડેજા રાજ! હું આ તલવાર તમારા ઉપર ચલાવવા ધારૂં તો ચલાવી શકું, પણ તેમ નથી કરવા માગતો. આ તલવારથી હું મારો માર્ગ જ ચોકખો કરવા માગું છું. ઝાલારાજ! આવો મારી પાસે. માલિકના બોલ ઉપર ભરોંસો રાખી, દગો કરીને તમને મેં પકડ્યા. મારી જાતના બોલ ઉપર હવે નિર્ભર રહીને હું મારો કોલ પાળીશ. પેટની વફાદારીએ તમને આંહી લાવ્યો. જાતની વફાદારીએ તમને હું પાછા પહોંચાડીશ. નહિતર મારો જાન આપીશ.'

જસા જામની હાકલે પચાસ આરબ ઉપર ચડી આવ્યા. જામના ફરમાનથી શંકરદાસ અને ચંદ્રસિંહને ગિરફતાર કરવા આગળ થયા. ગઢના રંગમહેલમાં ધીંગાણું બરાબર જામ્યું.

દરબારોના દરબારગઢમાં આવાં એકલિયાં ધીંગાણાઓ તો કંઇક જામ્યાં છે. શરાબી મહેફીલોના કોલાહલોથી દરબારગઢોની દિવાલો કંઇ કંઇ વાર કંપી છે. પરાધીન અબળાઓના ચિત્કારોના અબોલ છતાં કારમા પડઘાઓ તો આજ પણ જાણે કે એના પત્થરે પત્થરમાંથી ચીસો પાડે છે. દરબારગઢોના રંગમહેલમાં યે કંઇક ધીંગાણા થયાં છે. પરંતુ એ મહેફીલો, એ ચિત્કારો એ વિલાસી રંગરાગો, ચોપાટના ખેલોના કોલાહલભર્યા એ ઇતિહાસોમાંથી, આજ પણ જેના ખણખણાટ જનતાને કાને અથડાય છે ને હૈયાંમાં સિંચાય છે, એવાં ધીંગાણાં તો બે જ. એક કોરા પારેખનું કચ્છના દરબારગઢમાં ને બીજું શંકરદાસનું નગરના ચંદ્રમહેલમાં.

ભીંતને ટેકો દઈને બ્રાહ્મણ બ્રહ્મરાક્ષસના અવતાર શો બન્યો છે. એના હાથમાં શિરોહીની શમશેરના, અંધારામાં લીલા વાદળી ચમકારા થાય છે. બહારનો ચોક, મોટો દાદર, રંગમહેલની પરસાળ આરબોથી ઉભરાઈ ગઈ છે. 'અલ્લા બેલી' કરતા આરબો રંગમહેલમાં ઉભરાય છે. મહેલની પરસાળ લોહીથી ચીકણી બની જાય છે ને એની વચમાં શંકરનો કોઈ મહાગણ ભયંકર અટ્ટહાસ્ય કરતો તાંડવ ખેલતો હોય ને એક એક પગલાંને એક એક ઠમકે એક એક રૂંઢ ઉપાડીને નરરૂંઢમાળા સજતો હોય એવો શંકરદાસ 'જે મા, જે ભોળા'ની કિકિયારી કરતો શબોની વચમાં ઘૂમે છે. એની એક એક હાકલે એક એક લોથ ઢળતી જાય છે. પાંત્રીસ લોથો આમ સૂતી.

ગામમાં તો આ ધીંગાણાની વાત જાણે હવાની પાંખ ઉપર ઉડતી ફેલાઈ ને ચોરેચૌટે ગઢમાં ચાલતા ધીંગાણાની વાત ચર્ચાવા માંડી. ગામમાં એક હીરો ખવાસ રહેતો હતો. ભારે કાંડાબળિયો માણસ ગણાતો. ઘરની ખેતી ખેડી ખાતો ને એના વસીલાંઓને એની મોટી ઓથ હતી. પોતાના બળનું એને ગુમાન હતું. ધીંગાણાંની વાત સાંભળી એ ગઢમાં આવ્યો. 'હવે જોયા મોટા આરબો ને રજપૂતો. એક ભામટો તો પડતો નથી. લાજો બધા લાજો. ચાલો, ખસી જાઓ. જોઈ લઈએ એ ભામટાને.'

•

દરબારી દળમાં હેબત પેસી ગઈ હતી. શંકરદાસ એમને મન દૈવી કોપ જેવો દેખાતો હતો. 'તો હવે તું સ્વાદ ખાટી લે, અખિયાતો રહી જતો હો તો.' માથેથી અણગમતી બલા કાઢતા હોય એમ સહુએ હીરા ખવાસને માર્ગ દીધો. 'આરબ ને રજપૂતોના હાથ નીચા પડ્યા. હવે તું ખવાસ ઉઠીને સાર કાઢી લે.'

હીરો ખવાસ અંદર આવ્યો. લોથો ને લોહી માંસના ગંજ જોઇ ઉભો રહ્યો: 'મહારાજ હવે થાજો માટી હો. બ્રાહ્મણ છો, પૂજનીક છો, તારા ઉપર હાથ ઉગામવામાં અમને પાપ લાગે. પણ આજ નગરનું નાક કપાય છે.'

જેનો એક હાથ કપાઇ ગયો છે એવા શંકરદાસે મુખ ઉપરથી લોહી લૂછી નાંખ્યું. લોહીની આંધીની આરપાર એણે હીરા ખવાસને જોઇ લીધો. શંકરદાસ બોલ્યો: 'આવ હીરા, નગરમાં તું કાંડાબળિયો ગણાય છે, ને તારૂં નામ લોકને મ્હોંયે છે. તારે હાથે પડવામાં મને તો ન્હાનમ નહિં લાગે, પણ ખવાસ, મને મારવામાં તને તો ન્હાનમ જરૂર લાગશે.'

'કેમ? મને વળી ન્હાનમ શેની?'

'ખવાસ, તને ખબર છે મારૂં ધીંગાણું શેનું છે?'

'ના, આ તો મેં ગામમાં વાત સાંભળી કે એક બ્રાહ્મણ ગઢમાં તોફાને ચડયો છે ને કોઇ એને કબજે નથી કરી શકતું. આ એટલે હું આવ્યો, હવે થઇ જા માટી.'

'બાપ, આ માટીની માયા તજી ત્યારથી જ હું માટી બની બેઠો છું, પણ તું જરા માટી ટળીને માણસ બનજે. પારકા કજીયા તું ઉછીના લેવા આવ્યો. નહિ લેણા નહિ દેણા ને પતંગિયાની માફક તું ચડી આવ્યો. ભલે આવ્યો. હું તો મરીશ. હું જાણું છું કે હું આમાંથી નથી બચવાનો. પણ હું મરીશ મારા બોલને ખાતર. મારા હામીપણાંને ખાતર. હું મરીશ, પણ લોકો કહેશે કે નગરમાં વચનને ખાતર એક માણસ

મરનાર હતો. ને તું ? તું આવ્યો છો એક રાજાની બેઠમાનીને જોર આપવા. રજપૂતના મિથ્યાભિમાનને પોષવા. રાજાનો તું નોકર તો નથી. પણ જાત તો આખર ખવાસની જ ને ?'

હીરો ખવાસ સગર્વ માથું ઉંચું કરીને બોલ્યો : 'હું ખવાસ છું, એમાં મને શી લાજ છે ? હું ખવાસ જ છું. મહારાજ, બાપ-દાદે ખવાસ છું. જેસા વજીર ને લાકડ વજીર જેવાની કોમનો હું છું. નગરની મરદાનગીના પક્ષમાં છું. હું આવ્યો છું નગરનું કાંડાબળ ન લાજે એ ખાતર.'

બંધ બારણાંની તરાડમાંથી રંગમહેલનું કારમું ધીંગાણું થડકતી છાતીએ જોઇ રહેલો જામ જસો બારણું ઉઘાડી અંદર આવ્યો : 'હીરા ખવાસ, માર, આ મહારાજને માર. એ હુલ્લડખોરને ઝબ્બે કરી નાંખ. એના રાજાની સામે માથું ઉંચકનાર એ દ્રોહીને ઝબ્બે કર, ને તને એક ગામ બક્ષિસ.'

હીરો ખવાસ હાથમાં શમશેર તોળતો બોલ્યો : 'ઉભા રહો. એમ જાગીરનો મને લોભ નથી. જાગીર તો મારે જોઇએ એટલી મારી પાસે છે. ને ન હોય તો ય શું ? આ મહારાજ કાંઇ અમથો માથું ડૂલ કરવા તૈયાર થયો હશે ?'

'તો સાંભળ ખવાસ. સાંભળ્યા પછી તારે લડવું હશે તો હું મરવા તૈયાર બેઠો છું. નગરના જામે મને હુકમ કર્યો કે તું હળવદના ઝાલાને ગમે તેમ કરીને આંહી લઇ આવ. મારે એને કેદમાં નથી રાખવો. પણ એક દિવસ એની ઇચ્છા ઉપરાંત એને આંહી લાવવો છે. એના એ બોલ ઉપર ભરોસે રહીને મેં બ્રાહ્મણે દગો કરીને એ ઝાલાને આંહી આણ્યો. ત્યાંની રાજમાતાએ મને દગો

કરતાં પકડયો ને મેં એ છાતીફાટ રડતી માતાને કોલ આપ્યો કે એના પુત્રને હું જાતે આવીને પાછો હળવદ મૂકી જઇશ. હવે જસા જામ કહે છે, કે ઝાલાને મારે કેદમાં પૂરવો છે. ખવાસ, જામની આજ્ઞા પ્રમાણે ઝાલાને હું લાવ્યો. જામના ફરમાનની હદમાં રહીને મેં કોલ આપ્યો. મારો કોલ હું ન પાળું, તો મારી કોમ લાજે. નગરના રાજની નોકરી લાજે. હું આજ મરૂં છું એ માટે. હવે તું ખવાસ આવ્યો. મારા કરતાં વધારે જોરાવર છો. હું થાકેલો છું, તું તાજો છે; હું જખમાયેલો છું, તું સાજો છે; હું દુર્બળ છું, તું સબળ છો; મારી આંખે અંધારા આવે છે, તારી આંખો મને બરોબર માપી શકે છે. મારી આંખો મોત સિવાય બીજું કાંઇ નથી ભાળી શકતી, ને તારી આંખો રાજ્યની મહેરબાની વગર બીજું કાંઇ નથી જોવા માગતી. ઓહ ! મને કેટલી કેટલી વેદના થાય છે ! આવ. મારૂં આ માથું ઉતારી લે–મને આ યાતનામાંથી મુક્ત કર.'

આલમ આખીની નિરાશા અને થાકની સજીવ મૂર્તિ હોય એમ શંકરદાસ માથું નમાવીને ખવાસના ફટકાની જાણે કે રાહ જોઇ રહ્યો. ખવાસ એક ક્ષણ ઉંડા વિચારમાં પડયો. પછી તે જસા જામ સામે જોઇને બોલ્યો: 'ચંદ્રસિંહ ઝાલો ક્યાં ?'

'આ રહ્યો; કેમ ?' ઉજ્જડ વદને આ આખું દશ્ય પોતાની હેબતાઇ ગયેલી આંખોથી પી રહેલો ઝાલો બોલ્યો.

'ચાલો ઝાલારાજ, હું તમને હળવદ મૂકી આવું. હું કોણ? હું હીરો ખવાસ. ને મારી કોમનાં માણસ હજાર છે. 'તમારો માર્ગ કોઇ નહિ રોકી શકે !'

હીરો ખવાસ શંકરદાસ તરફ જોઇને બોલ્યો : 'મહારાજ, બ્રાહ્મણ તો બોલ ખાતર માથા ફૂલ કરે; પણ ખવાસો ય કોઇક તો ખાનદાન હોય છે એ વાત કેમ ભૂલ્યા ?'

જામ જસાને પોતાની બાજી ચૂંથાઇ જતી લાગી. ઝાલા રાણાના કુળગૌરવ આગળ પોતાના ગૌરવની આગ, લોહીની આંધીમાં બૂઝાવા લાગી. એણે હાક મારી : 'એ કોણ છે ? રોકો આ ખવાસને. પકડો, પકડો, એને હેડમાં પૂરી દો.'

ખવાસ તિરસ્કારભર્યું હાસ્ય કરીને બોલ્યો : 'દરબાર, એ યુગ ગયા. પોતાના માથા સાટે તમારી નોકરી કરનાર તમને હવે ન મળે. આજ તો આ બધા તમારા ચાકરો છે ચાકરો. એમને બધાને એમના પેટની જેટલી પડી છે એટલી માથાની નથી પડી. એ બિચારા શું મારો માર્ગ અટકાવશે ?'

ખવાસ એક કદમ આગળ વધીને બોલ્યો : 'તમારો જાન લેવો હોય તો કેટલી વાર ?'

[illegible] જેવા બનેલા જામને જોઇ ખવાસ હસ્યો: 'દરબાર, ખાલી એમ ક્રોધ ન ખાઓ. મારો' એ માર્ગ નથી. અમે સામી છાતીએ મરવા વાળા. બેવચની અને બેઇમાન નહિ.'

હીરો ખવાસ ગઢના ગોખમાં ગયો. નીચે નદીનાં પાણી વહી રહેતાં હતાં. 'આવો ઝાલારાજ.' ગંદ્રસિંહ ત્યાં આવ્યો. પહેલવાન ખવાસે ફૂલદડાની માફક ગંદ્રસિંહને ઉપાડીને નદીમાં ફેંક્યો અને પોતે એની પાછળ કૂદી પડ્યો: 'મહારાજ હીરે રામ રાખજો. ક્ષાં

કરતાં પકડયો ને મેં એ છાતીફાટ રડતી માતાને કોલ આપ્યો કે એના પુત્રને હું જાતે આવીને પાછો હળવદ મૂકી જઇશ. હવે જસા જામ કહે છે, કે ઝાલાને મારે કેદમાં પૂરવો છે. ખવાસ, જામની આજ્ઞા પ્રમાણે ઝાલાને હું લાવ્યો. જામના ફરમાનની હદમાં રહીને મેં કોલ આપ્યો. મારો કોલ હું ન પાળું, તો મારી કોમ લાજે. નગરના રાજની નોકરી લાજે. હું આજ મરૂં છું એ માટે. હવે તું ખવાસ આવ્યો. મારા કરતાં વધારે જોરાવર છો. હું થાકેલો છું, તું તાજો છે; હું જખમાયેલો છું, તું સાજો છે; હું દુર્બળ છું, તું સબળ છો; મારી આંખે અંધારા આવે છે, તારી આંખો મને બરોબર માપી શકે છે. મારી આંખો મોત સિવાય બીજું કાંઇ નથી ભાળી શકતી, ને તારી આંખો રાજ્યની મહેરબાની વગર બીજું કાંઇ નથી જોવા માગતી. ઓહ! મને કેટલી કેટલી વેદના થાય છે! આવ. મારૂં આ માથું ઉતારી લે–મને આ યાતનામાંથી મુક્ત કર.'

આલમ આખીની નિરાશા અને થાકની સજીવ મૂર્તિ હોય એમ શંકરદાસ માથું નમાવીને ખવાસના ફટકાની જાણે કે રાહ જોઇ રહ્યો. ખવાસ એક ક્ષણ ઉંડા વિચારમાં પડયો. પછી તે જસા જામ સામે જોઇને બોલ્યો: 'ચંદ્રસિંહ ઝાલો કયાં?'

'આ રહ્યો; કેમ?' ઉજ્જડ વદને આ આખું દશ્ય પોતાની હેબતાઇ ગયેલી આંખોથી પી રહેલો ઝાલો બોલ્યો.

'ચાલો ઝાલારાજ, હું તમને હળવદ મૂકી આવું. હું કોણ? હું હીરો ખવાસ. ને મારી કોમનાં માણસ હજાર છે. તમારો માર્ગ કોઇ નહિ રોકી શકે!'

હીરો ખવાસ શંકરદાસ તરફ જોઇને બોલ્યો : 'મહારાજ, બ્રાહ્મણ તો બોલ ખાતર માથા ડૂલ કરે; પણ ખવાસો ય કોઇક તો ખાનદાન હોય છે એ વાત કેમ ભૂલ્યા ?'

જામ જસાને પોતાની બાજી ચૂંથાઇ જતી લાગી. ઝાલા રાણાના કુળગૌરવ આગળ પોતાના ગૌરવની આગ, લોહીની આંધીમાં બૂઝાવા લાગી. એણે હાક મારી : 'એ કોણ છે ? રોકો આ ખવાસને. પકડો, પકડો, એને હેડમાં પૂરી ઘો.'

ખવાસ તિરસ્કારભર્યું હાસ્ય કરીને બોલ્યો : 'દરબાર, એ યુગ ગયા. પોતાના માથા સાટે તમારી નોકરી કરનાર તમને હવે ન મળે. આજ તો આ બધા તમારા ચાકરો છે ચાકરો. એમને બધાને એમના પેટની જેટલી પડી છે એટલી માથાની નથી પડી. એ બિચારા શું મારો માર્ગ અટકાવશે ?'

ખવાસ એક કદમ આગળ વધીને બોલ્યો : 'તમારો જાન લેવો હોય તો કેટલી વાર ?'

ઉજળા પૂણી જેવા બનેલા જામને જોઇ ખવાસ હસ્યો: 'દરબાર, પણ એમ શેહ ન ખાઓ. મારો એ માર્ગ નથી. અમે સામી છાતીએ મરવા વાળા. બેવચની અને બેઇમાન નહિ.'

હીરો ખવાસ ગઢના ગોખમાં ગયો. નીચે નદીનાં પાણી વહી જતાં હતાં. 'ચાલો ઝાલારાજ.' ચંદ્રસિંહ ત્યાં આવ્યો. પહેલવાન ખવાસે ફૂલદડાની માફક ચંદ્રસિંહને ઉપાડીને નદીમાં ફેંક્યો અને પોતે એની પાછળ કૂદી પડ્યો: 'મહારાજ હૈયે હામ રાખજો. કાં

ઝાલો હળવદ પહોંચશે ને કાં તો હીરો ખવાસ મરશે.' એણે શંકર-દાસને છેલ્લો કોલ આપ્યો.

જામ જસો અને ઝાલી રાણી ગોખ તરફ દોડ્યાં. એકે ફાટી આંખે, બીજીએ હરખાતી આંખે એ દ્રશ્ય જોયું. હીરા ખવાસે ગળકાં ખાતા ચંદ્રસિંહને એક હાથમાં અદ્ધર ઉપાડી લીધો. બીજા હાથે હલેસાં મારીને ખવાસ નદીને સામે કાંઠે ઉતરી ગયો. અર્ધ ડૂબેલા, અર્ધ બેભાન ઝાલાને પોતાના વિશાળ ખભા ઉપર નાંખી ખવાસ દોડ્યો. નદી પારના ગાઢ જંગલમાં એ જાણે કે શમાઇ ગયો ને ઉજળી અંધારી રાતમાં જંગલી પ્રાણીઓની બૂમોની અંદર, એના પગલાંની પડઘીઓ પણ સંભળાતી બંધ થઇ ગઇ.

કુળગૌરવની કારમી કિન્નાખોરીની આગમાં તપી તપીને જસા જામનો ચહેરો સફેદ લોઢા જેવો બની ગયો. એણે પોતાની તલવાર હાથમાં લીધીઃ 'ભામટા, ભામટા.' વાસભૂલ્યાં ભૂત જેવી કારમી રડતી રૂંધાતી ચીસ પાડતો એ દોડ્યો. 'ભામટા, ભામટા.'

શંકરદાસ રંગમહેલમાં મધ્યમાં ઉભો રહ્યો. જામ જસાને દોટ મૂકતો એણે જોયો, અને એણે તલવારના કટકા કરીને ફેંકી દીધા. 'આવો, મને મારો; મારૂં માથું ઉતારી લ્યો.' એણે સ્વસ્થ અવાજે કહ્યું.

પરંતુ જામ જસાની દોટ અધૂરી રહી, ઝાલી રાણીએ એનો હાથ પકડી લીધોઃ 'હવે બહુ થયું, હવે બસ કરો.'

જામ જસો રાણી સામે જોઇ રહ્યો. અડગ નિરધાર એણે એની આંખમાં વાંચ્યો. એ થંભીને ઉભો રહ્યો.

શંકરદાસે પોતાનું જનોઇ કાઢ્યું. 'હે શંભુ ! હે ભોળાનાથ, હે દયામય !' એણે બુલંદ અવાજે છેલ્લી પ્રાર્થના કરી.

જનોઇનો ગાળો એણે પોતાના ગળામાં ભરાવ્યો. બીજે હાથે એણે એ જનોઇનો ગાળો ખેંચ્યો. 'ઓ ભોળાનાથ, આ યાતના હવે નથી સહેવાતી. જીવવા જેવું હવે નથી રહ્યું. મૃત્યુને નોતરી ચૂકેલો હું, આજે મૃત્યુ પામું છું. મારા મૃત્યુને આપઘાત લેખીશ મા હે દયામય !'

કોઇ કાંઇ બોલી ચાલી શકે એ પહેલાં ગાળો સખત થઇ શ્વાસ રૂંધવા લાગ્યો. 'ઝાલો હળવદ જરૂર પહોંચશે, રાજમાતા ! મારો કોલ પળે છે. ને મારો જાન ! ઓહ ! જીંદગીમાં એક વાર મરવાનું જ છે ને ?'

ભયાનક જોરથી બ્રાહ્મણે ગાળાને ખેંચ્યો. ગાળો ખૂબ સખ્ત થયો. બ્રાહ્મણનું મોઢું વાદળી રંગનું બની ગયું. એણે ગાળાને ગાંઠ બાંધી દીધી.

બ્રાહ્મણની આંખ સામે લાલપીળાં અજવાળાં હવામાં નાચવા લાગ્યાં. દાહતી રોશનીથી એણે કંઇ કંઇ અક્ષરો લખાઇને ભૂસાતા જોયા. 'ઝાલો હળવદ પહોંચી ગયો' એના દિલમાં એ રટણ ઉપડ્યું. પ્રવાહી તેજભર્યા અક્ષરોથી એણે ગાયત્રી હવામાં લખાતી

ઝાલો હળવદ પહોંચશે ને કાં તો હીરો ખવાસ મરશે.' એણે શંકર-દાસને છેલ્લો કોલ આપ્યો.

જામ જસો અને ઝાલી રાણી ગોખ તરફ દોડ્યાં. એકે ફાટી આંખે, બીજીયે હરખાતી આંખે એ દ્રશ્ય જોયું. હીરા ખવાસે ગળકાં ખાતા ચંદ્રસિંહને એક હાથમાં અદ્ધર ઉપાડી લીધો. બીજા હાથે હલેસાં આરીને ખવાસ નદીને સામે કાંઠે ઉતરી ગયો. અર્ધ ડૂબેલા, અર્ધ બેભાન ઝાલાને પોતાના વિશાળ ખભા ઉપર નાંખી ખવાસ દોડ્યો. નદી પારના ગાઢ જંગલમાં એ જાણે કે શમાઇ ગયો ને ઉજળી અંધારી રાતમાં જંગલી પ્રાણીઓની બૂમોની અંદર, એના પગલાંની પડઘીઓ પણ સંભળાતી બંધ થઇ ગઇ.

કુળગૌરવની કારમી કિન્નાખોરીની આગમાં તપી તપીને જસા જામનો ચહેરો સફેદ લોઢા જેવો બની ગયો. એણે પોતાની તલવાર હાથમાં લીધીઃ 'ભામટા, ભામટા.' વાસભૂલ્યાં ભૂત જેવી કારમી રડતી રૂંધાતી ચીસ પાડતો એ દોડ્યો. 'ભામટા, ભામટા.'

શંકરદાસ રંગમહેલમાં મધ્યમાં ઉભો રહ્યો. જામ જસાને દોટ મૂકતો એણે જોયો, અને એણે તલવારના કટકા કરીને ફેંકી દીધા. 'આવો, મને મારો; મારૂં માથું ઉતારી લ્યો.' એણે સ્વસ્થ અવાજે કહ્યું.

પરંતુ જામ જસાની દોટ અધૂરી રહી. ઝાલી રાણીએ એનો હાથ પકડી લીધોઃ 'હવે બહુ થયું, હવે બસ કરો.'

જામ જસો રાણી સામે જોઈ રહ્યો. અડગ નિરધાર એણે એની આંખમાં વાંચ્યો. એ થંભીને ઉભો રહ્યો.

શંકરદાસે પોતાનું જનોઈ કાઢ્યું. 'હે શંભુ! હે ભોળાનાથ, હે દયામય!' એણે બુલંદ અવાજે છેલ્લી પ્રાર્થના કરી.

જનોઈનો ગાળો એણે પોતાના ગળામાં ભરાવ્યો, બીજે હાથે એણે એ જનોઈનો ગાળો ખેંચ્યો. 'ઓ ભોળાનાથ, આ યાતના હવે નથી સહેવાતી. જીવવા જેવું હવે નથી રહ્યું. મૃત્યુને નોતરી ચૂકેલો હું, આજે મૃત્યુ પામું છું. મારા મૃત્યુને આપઘાત લેખીશ મા હે દયામય!'

કોઈ કાંઈ બોલી ચાલી શકે એ પહેલાં ગાળો સખત થઈ શ્વાસ રૂંધવા લાગ્યો. 'ઝાલો હળવદ જરૂર પહોંચશે, રાજમાતા! મારો કોલ પળે છે. ને મારો જાન! ઓહ! જીંદગીમાં એક વાર મરવાનું જ છે ને?'

ભયાનક જોરથી બ્રાહ્મણે ગાળાને ખેંચ્યો. ગાળો ખૂબ સખ્ત થયો. બ્રાહ્મણનું મોઢું વાદળી રંગનું બની ગયું. એણે ગાળાને ગાંઠ બાંધી દીધી.

બ્રાહ્મણની આંખ સામે લાલપીળાં અજવાળાં હવામાં નાચવા લાગ્યાં. દાહતી રોશનીથી એણે કંઈ કંઈ અક્ષરો લખાઈને ભૂસાતા જોયા. 'ઝાલો હળવદ પહોંચી ગયો' એના દિલમાં એ રટણ ઉપડ્યું. પ્રવાહી તેજભર્યા અક્ષરોથી એણે ગાયત્રી હવામાં લખાતી

જોઇ. 'ઓમ્ ભૂર્ભુવઃ સ્વઃ તત્ સવિતુર્વરેણ્યં, ભર્ગો દેવસ્ય ધીમહી' અંતરમાં અબોલ સ્મૃતિ આવી. સ્મૃતિચિત્ર પૂરૂં ન થયું. જાણે કે ચિત્રની પાંખ ઉપર એનો આત્મા પરિયાણ કરી ગયો.

—અને રંગમહેલના ઓરડામાં શંકરદાસનું શબ માત્ર એકલું રહ્યું.

❧

# ૩ : સમાધિ

'કેમ સુંદરજી ભાઈ, સિંહ કે શિયાળ?' સુગટરામ બક્ષીએ પોતાની ડેલીને ઓટલે બેસીને પસાર થતા એક માનવીને પુછ્યું.

જવાબમાં સુંદરજી હસ્યો–મરક્યો–જાણે કે એ આછાં હાસ્ય પોતાની પાસે તૈયાર રાખતો હોય અને જરૂર પડયે પોતાના હોઠ ઉપર ચોડી શકતો હોય એ રીતે. એ ઓટલા પાસે આવ્યો, અને પગ લટકતા રાખીને કોર ઉપર બેઠો. એ બોલ્યો : 'બક્ષીજી, કહો, તમને શું લાગે છે?'

'મને તો લાગે છે કે, જેમ મોસાળેથી ભાણેજાં સુક્કાં પાછાં ન ફરે, તેમ બાલન્ટાઈન સાહેબ પાસેથી સુંદરજી પણ ખાલી હાથે પાછા ન ફરે. ગમે તેવો ગોરો હોય, અને મોટો પોલીટીકલ એજન્ટ હોય તો પણ આખરે તમારો તો ભાઈબંધ જ ને? પાઘડીનો વળ છેડે.'

'અરે બક્ષીજી,' આથમતી મોગલાઈ અને આથમતી મરાઠા-શાહીના યુગમાં કંપની સરકારના કાઠિયાવાડ ખાતેના પોલીટીકલ એજન્ટ બેલેન્ટાઈન સાથેની પોતાની ગાઢ મૈત્રીનો ઉલ્લેખ થયેલો

સાંભળી મનમાં મગરૂબી અનુભવતો, પરંતુ બહારથી પોતાને નિર્મોહી બતાવવા માગતો સુંદરજી આત્મસંતોષથી ભરપૂર હાસ્ય કરતો બોલ્યો : 'ગોરા લોક તે વળી પાઘડી જ ક્યારે પહેરે, કે એને ક્યાં ય પણ વળ કાઢવો પડે ? એ તો પહેરે ટોપી. ને ટોપીનો આકાર પણ હોય ફકીરના કમંડળ જેવો જ. તો ય હવે સાહેબને આપણા ઉપર કાંઇક ઇતબાર તો ખરો. એ મનમાં સમજે કે સુંદરજી અને ઉંધાં ઇઠાં ભણાવે એવો નથી.'

'એમ, ત્યારે તો તમે સિંહ થઇને જ આવ્યા એમ કહો ને ?'

'હા, સાહેબે નવાબ સાહેબ ઉપર ખરીતો લખી દીધો' એક ભગીરથ કામ પાર પાડયાનું અભિમાન સુંદરજીના અવાજમાં રણકી ઉઠયું.

'હેં-હેં–' બક્ષી નિર્મળ તાજુબીથી સુંદરજી સામે નવા જ પ્રગટેલા આદરથી જોઇ રહ્યો : 'શું કહો છો ? સાહેબે હાથ દસ્કત દીધા ?'

'અરે, હું જાઉં–જાતે પચાસ ગાંઉનો પંથ ખેડું, પછી હું એમ ને એમ ધોયેલ મૂળા જેવો પાછો આવું ? તો પછી, આપણા કારકુન જાય અને આપણે જઇએ એમાં તફાવત શો ? એ તો બે વાત સાહેબને આમ કહીએ, બે વાત મડમ સાહેબને બીજી રીતે કહીએ, આઠ વાત શિરસ્તેદારને વળી ત્રીજી રીતે કેહીએઃ જેમ તેમ કરીને પણ ગાડું ગામ ભેગું ભેટાડી દઇએ. તરત જ સાહેબે અસલ ધોળા કાગળ ઉપર, અસલ કાળા અક્ષરો લખી દીધા. ખુદ નવાબ સાહેબ ઉપર ડેમીમાં. આ આપણે વળ્યા તરત પાછા ને નવાબ સાહેબને કાગળ દીધો.'

પોતાના અંતરની સદાજાગ્રત મહેચ્છાને આમ આધાર આપતો જોઇ સુંદરજીને મુગટરામ બક્ષી બહુ જ સમજદાર માણસ દેખાયો. વિના કારણે, અને વિના સ્વાર્થે કોઇને જરા ય કડવાં વેણ કહેવાં એ મુગટરામને મન મોટામાં મોટી મૂર્ખાઇ હતી. એટલે સુંદરજીને સારૂં લગાડવામાં એને એના વ્યવહારશાસ્ત્રનો પણ આધાર હતો.

ઓટલા ઉપર બેસીને તેઓ આમ વાતો કરતા હતા, સુંદરજી ધીમે ધીમે ખીલતો હતો અને મુગટરામ પણ મુત્સદ્દીઓની આદત મુજબ કશાયે હેતુ વગર, રાજખટપટની વાતોથી માહિતગાર થવાનો ઇરાદો રાખીને, એને ખીલાવતો જતો હતો.

ખટપટ તો હતી મોટી ને એના જાળાં તો ઠેઠ અમરેલીને પાદર કંપની સરકારની કોઠી સુધી પહોંચ્યાં હતાં. હકીકત એવી હતી કે અમરજી દિવાનનો પુત્ર રઘુનાથ એના પિતાની દિવાનગીરીનો જાણે કે વારસ બન્યો હતો. એ વખતે દિવાન કુટુંબ ભારે સમર્થ ગણાતું. વાત પણ ખોટી ન હતી. ઉત્તરોત્તર ત્રણ પેઢી સુધી શેરને માથે સવાશેરની જેમ એક એકથી ચડિયાતા માત્ર પિતા પુત્ર જ નહિ પરંતુ તમામે તમામ પુરૂષ કુટુંબીઓને જન્મ આપવાનો ઇતિહાસે બહુ જ થોડાં કુટુંબોનો ઉલ્લેખ કર્યો છે. દિવાન અમરજી અને એના ત્રણ ભાઇઓની જીવનકથા એટલે આથમતી મોગલાઇના ત્રીસ વર્ષનો આખાયે કાઠિયાવાડનો સંપૂર્ણ ઇતિહાસ. દિવાન અમરજીના પુત્રો પણ પિતા કરતાં મુત્સદ્દીગીરી અને શૂરવીરતામાં જરાયે ઓછા ઉતરે એવા ન હતા. આજે કાઠિયાવાડમાં દિવાન અમરજીની જે ખ્યાતિ છે, તે જેટલી એની પોતાની કાબેલિયત અને જવાંમર્દી માટે છે, એટલી જ, આવા એક અતિ સમર્થ અને બિન-

બેસારી દીધો અને એને કેદમાં પૂર્યા એ પણ ઠીક. પણ ત્યારે હવે દિવાન કોણ થશે ?'

સુંદરજીના ચહેરા ઉપર એક ક્ષણ ગુમાનનો ઓઘ પ્રજવલી ઉઠયો. બીજી ક્ષણે નિર્મોહી દેખાવાનો પ્રયાસ કરતો એ બોલ્યો: 'હઝુરને ખબર. બેલેન્ટાઇન સાહેબ કહે છે, તું જ અત્યારના સંજોગમાં એક લાયક માણસ છો, ને નવાબ સાહેબ પણ બહુ બહુ આગ્રહ કરે છે કે તારા જેવો કોઇ બીજો માણસ મને નહિ મળે. પણ મને એમ થાય છે કે આપણે વળી કયાં આ ઉપાધિ વહોરવી ? હાથે કરીને કાંટાનો મુગટ શું કામ પહેરી લેવો ?'

છેલ્લાં ત્રણ વર્ષથી સુંદરજી જુનાગઢની દિવાનગીરી લેવાને જાત જાતની રાજરમત ખેલતો અને પારાવાર જહેમત લેતો હતો એ વાતથી મુગટરામ પૂરેપૂરો વાકેફ હતો; પરંતુ સુંદરજીની સમક્ષ પોતાની એ માહિતગારીને વ્યક્ત કરવાની મુગટરામને કાંઇ જ જરૂર ન લાગી. સુંદરજી પણ જાણતો હતો કે, મુગટરામ જેવા મહા ઉસ્તાદ પાસે પોતાના નિર્મોહની આ વાત જરા પણ નભવાની નથી. એટલે એણે પોતાની અનિચ્છાની અને પોલીટીકલ એજન્ટની સમજાવટની અને નવાબ સાહેબના અત્યાગ્રહની વાતને લંબાવવામાં કાંઇ સાર ન જોયો. હસીને એ બોલ્યો : 'મને લાગે છે કે મારે નવાબ સાહેબની વાત કબૂલવી પડશે.'

'હો, હો. અવસર આવ્યે દાવ ચૂકે એ મુત્સદી નહિ. જો જો હો, ગાંડા થઇને વળી કાંઇ ભૂલ કરી બેસો નહિ. નવાબ સાહેબ જાતે ઉઠીને જો કહેતા હોય તો દિવાનગીરી કરવામાં તમારૂં શું જાય છે ?'

બનીને એણે નવાબને કોઇ દિવસ દુભવ્યા પણ નહોતા. જ્યારે બીજા રાજ્યોના કારભારીઓ પોતપોતાના સગાસંબંધીઓ ને પરિવારોમાં અમલદારીની, ગામગરાસની લૂંટલ્હાણી કરતા હતા, જ્યારે તેઓ થોડા અંગત લાભને ખાતર ગાયકવાડને કે કંપનીને ગામગરાસો માંડી દેતા હતા, ત્યારે આ દિવાને રાજ્યની રિયાસત અભંગ જાળવી રાખી હતી અને દુર્લભ એવી પ્રમાણિકતાએ રાજ્યના ખજાના તર કર્યા હતા. જ્યારે અવ્યવસ્થાના એ કાળમાં સહુની પાંખો કપાયે જતી હતી, ત્યારે એણે પોતાનો, નવાબની અને રાજ્યની પાંખોનાં જોમ બરાબર જાળવી રાખ્યાં હતાં. પરંતુ પાછલા દરવાજાના રાજ્યમાં જેમ બને છે તેમ, એની આ લાયકાત એ જ એની સામે ખટપટનું મોટામાં મોટું કારણ થઇ પડી હતી. ગાયકવાડના દિવાન વિઠ્ઠલરાવને કાઠિયાવાડમાં ગાયકવાડી શાસનની સ્થિર જમાવટને માટે આ માણસ ઘણો ભયંકર લાગ્યો હતો. કંપની સરકારના પોલીટીકલ એજન્ટને એજન્સી વહિવટની સ્થાપના માટે પણ આ માણસ એટલો ભયંકર લાગ્યો હતો. બેલેન્ટાઇને એક દલાલ શોધ્યો. વિઠ્ઠલરાવે એને મજૂર રાખ્યો અને જેના અન્ય આખાયે ઉજ્જવલ જીવનમાં એક માત્ર કાળો ડાઘ પડયો છે એવા સુંદર સોદાગરને રાજખટપટના આ દોર સુપ્રત કરવામાં આવ્યા. સુંદર સોદાગરે સુંદરજી શીવજી નામના એક આશ્રિત અને ચાલાક ઘોડાના વેપારીને જુનાગઢ મોકલ્યો. વાર્તાઓ કહેવાની કળા, વસ્ત્રોની ટાપટીપની વિગતો, ઘોડાંની પરીક્ષા વગેરે વગેરે વિષયોની આવડતથી સુંદરજી નવાબના કાન કબજે કરી શક્યો. દિવાન રઘુનાથ ઉપર અપકાર અને નવાબી ખોફનાં વાદળ ઉતર્યાં. ગરમ દેશમાં વાદળ જામતાં ક્યાં વાર લાગે એમ છે? રઘુનાથને રૂખસદ આપવામાં

હરિફ વર્ચસ્વ ભોગવતા કુટુંબના સ્થાપક તરીકેની પણ છે. રાજ્ય સેવામાં એ કુટુંબે સહન કરેલી દગાંખોરીનો ઇતિહાસમાં ક્યાંય જોટો નહિ મળે. દિવાન કુટુંબના પરિવાર-જન ઉપર ગુજરેલી એક એક આફતે નવાબના તખ્તના પાયા નીચે જાણે ધરતીકંપના વિનાશક તાંડવ ગજવ્યાં હતાં. વિષના પ્યાલામાંથી પણ અમૃત શોષતું હોય એમ, એક એક આફતમાંથી જાણે કે નવો જ અવતાર, નવું જ ચેતન મેળવતું હોય, એમ આ કુટુંબ ફરીને પાછું અગ્ર પદ પ્રાપ્ત કરે છે. રાજખટપટથી નહિ, મુત્સદીગીરીથી નહિ, પરંતુ સાચેસાચ સામી છાતીની જવાંમર્દીથી, કર્તવ્યના મોજીલાં અને એકલિયા હઠયોગીઓને જ ગમ્ય એવા ત્યાગથી. ઇ. સ. ૧૭૩૮થી તે ઇ. સ. ૧૮૧૮ સુધીના એંસી વર્ષના એ અતિ વિકટ યુગમાં—આથમતી મોગલાઇના કાળમાં પ્રગટેલી કેસરિયા સંધ્યાના એ યુગમાં, જુનાગઢની રિયાસતના માતબર પરંતુ નિત્યદર્દી કલેવરમાં, વાદળાંઓથી પર રહીને સૂર્ય જેમ ચોમેર તાપ અને તેજ પ્રસારે, તેમ તમામ રાજખટપટ, તમામ મેલી મુત્સદ્દીગીરીથી પર રહીને આખા યે રાજશરીરમાં તાપ અને તેજને જગાવનાર, જાળવનાર મહાપ્રાણ સમું એકમાત્ર આ દિવાન-કુટુંબ જ હતું.

આવા સમર્થ કુટુંબના એક સમર્થ અને પ્રભાવશાળી નબીરાના હાથમાંથી રાજ્યની દિવાનગીરી છીનવી લઇને આ સુંદરજીને દેવી! જાણે કે રાજ્યની રોશની બૂઝાઇ ગઈ. પરંતુ ઘણી વાર અંધ કે સ્વાર્થાંધ માનવીને તેજ અને છાયામાં, પ્રકાશ અને અંધકારમાં કાંઇ જ તફાવત નથી સૂઝતો. દિવાન રઘુનાથ રાજ્યનો મોટો લેણદાર હતો; રાજ્યની પાસે એણે કોઇ દિવસ જરા સરખી યે ઉઘરાણી નહોતી કરી. પોતાની પ્રતિષ્ઠા અને વ્યાપક વગથી મદાંધ

કોઇવાર ચીપીયા ને કોઇવાર ભેરીના અવાજ જૂદા તરી આવવા માંડ્યા.

'આ શું હશે?' સુંદરજીએ પૂછ્યું.

મુગટરામના કાનોને પણ આવો અનુભવ પહેલો જ હતો. એણે પડઘો પાડ્યો 'આ શું હશે?'

થોડીવારમાં તો એ એકરાગી અવાજમાંથી પંચરાગી કોલાહલ સંભળાવા માંડ્યો, ને 'ઓમ ગીરનારી, ઓમ ભોલે'ની હાક પણ સંભળાવા માંડી. રસ્તાને સામે છેડેથી તેઓએ બસોથી ત્રણસો માણસોને પોતાની તરફ આવતાં જોયાં.

એ માણસો નજીક આવ્યાં કે મુગટરામે એને પારખ્યાં:

'અરે, આ તો ત્રિનેત્રના બાવાઓ!'

એકસો પચીસ જેટલા બાવાઓની જમાત ધીમે પગલે ચાલી આવતી હતી. રાખ ચોળેલાં એમનાં પહેલવાન અંગોમાંથી દીપકની જ્યોત પેઠે, એમની આંખો લાલ પીળાં રંગે જાણે કે ઝબકતી હતી. જટાઝુંડના ભૂરાં લટુરિયાં ; ને એમની વિખરાયેલી દાઢી, કેસરી સિંહની કેશવાળીની જેમ એમના રૌદ્ર દેખાતાં મુખને વીંટળાઇ વળ્યાં હતાં. લગભગ દરેકના હાથમાં કાંઇ ને કાંઇ વાદ્ય હતું ને એ તમામ વિધવિધ પ્રકારનાં વાદ્યોના એક સામટા સૂરનાં પડ તોડી ફોડીને, અંદરથી 'ઓમ ગીરનારી' ની તીવ્ર સૂરની બુલંદ હાક વારંવાર સંભળાતી હતી. એમની પાછળ બીજાં સો સવાસો માણસો ચાલ્યાં આવતા હતા. બાવાઓ બૂમ મારે ત્યારે એમની સાથે ગીરનારીને સાદ દેતી બૂમ મારીને, બાવાઓ ઉભા રહે ત્યારે

આવે તો, એના થનારા કોઇ પ્રત્યાઘાતનો સામનો કરવાને કંપનીના એજન્ટની મદદ મળી શકવાની ખાતરી જ્યારે સુંદરજીએ નવાબને આપી ત્યારે તો નવાબનું મન રઘુનાથ ઉપરથી ચળી ગયું. એના શિસ્ત–શાસનના દોર તો નવાબને ખૂબ ખૂંચતા હતા; અને રાજ્યની અંદર કાંઇ તોફાન ન થાય અને પોતે ફાવે તેટલા પૈસા ખર્ચી ઉડાડીને મનમાની મોજ કરી શકે એ ખ્યાલથી નવાબનું મન આનંદથી ઉન્માદી બની ગયું. ઉઘાડી હથેલીમાં જેમ બરફ ઓગળે, એમ સુંદરજીની હથેલીમાં આવી પડેલું નવાબનું વિલાસપ્રિય થીજેલું દિલ દ્રવી ગયું. રઘુનાથને રૂખસદ મળી. એના બે જોડીદારો સુંદરજી ઝાલા અને મૂળચંદ હેમતરામને ગિરફતાર કરી લેવામાં આવ્યા.

આ તમામ વાતોમાંથી ઘણીક તો સુગટરામ જાણતો હતો. નહોતો જાણતો એ આ નવાબી હજુરીએ એને કહી. સુંદરજી આજ એક પાકટ અને લાયક મુત્સદ્દી સમક્ષ પોતાનું વર્ચસ્વ સ્થાપી ચૂકયાની કૃતકૃત્યતા અનુભવતો, ઉભો થઇ વિદાય લેવા જતો હતો, ત્યાં દૂરથી આછો ઘેરો ગણગણાટ સંભળાવા લાગ્યો અને દૂર, ઘણે દૂર સાગરની ગર્જનાના અવાજ જેવા અવાજને સાંભળવા–સમજવા, બેય જણ કાન માંડીને ક્ષણભર નિશ્ચેષ્ટ બનીને બેઠા રહ્યા.

એ અવાજ ધીમે ધીમે વધારે ને વધારે ગાઢ બનતો નજીક અને વધારે નજીક આવવા લાગ્યો. એવો અવાજ આ જગતમાં માત્ર બે જ વસ્તુ કરી શકે છે–એક માઝા મૂકતો મહાસાગર ને બીજી માઝા મૂકતી માનવ મેદની.

અવાજ હવે વધારે નજીક આવતો હતો ને હવે તો અવાજની એકરાગી ઘોરતી ગર્જનાની વચમાં વચમાં કોઇવાર ઝાંઝ ને

'પણ એ તો મરહુમ નવાબ સાહેબના કાળમાં ને ? એમાં આ નવાબ સાહેબને શું લાગે વળગે ? ને એમાં ય આ તો વળી સાત વરસની જૂની જૂની વાત; એનું આજ છે શું ?' સુંદરજીને સાચે જ તાજુબી થઇ. એ મુત્સદીના માનસમાં બાવાઓના આવા વિચારોને માટે 'પાગલતા' અને 'બેવકુફી' સિવાય અન્ય કોઇ સ્થાન ન હતું. મરહુમ નવાબે કોલ આપ્યો,–જો કે એમણે આવા કોલો આપવા તો ન જોઇએ, છતાં પણ એમણે કોલ આપ્યો–અને પાળ્યો. હવે બાવાઓને શું ? વર્તમાન નવાબે કાંઇ થોડા લેખ લખી આપ્યા છે ? જો અમલદારોની આવી આકસ્મિક ગિરફ્તારી સામે આવા આવા બાવા ને લંગોટા ધારણાં અને ત્રાગાં કરવા માંડે તો પછી રાજરમતમાં સ્વાદ પણ શો રહે ? સુંદરજી–જુનાગઢના આવતી કાલથી થનારા દિવાન–ને આજે શું કરવું ? આજે પોતાની ફરજ શી, એની એની પૂરી વિમાસણ થઇ પડી. એ બોલ્યો: 'પણ મહારાજ, આમ ઉતાવળ કરો છો, તે કાંઇ જરાક વિચાર તો કરો; રાજ્યનો પક્ષ પણ તમારે સમજવો જોઇએ ને ?'

'એમાં શું સમજવાનું છે ? મૂળચંદને છોડી દે. પછી અમારે કાંઇ છે ?'

'પણ રાજનો ગુન્હો એણે કર્યો હોય તો ?'

'તો એનો શું ગુન્હો છે એ કહી દે. અમારે ને નવાબ વચ્ચે કોલ હતા કે વગર વાંકે ને વગર આરોપે નવાબે મૂળચંદને કોઇ દિવસ પકડવા નહિ. આજ એમને વગર વાંકે ને વગર આરોપે પકડ્યા છે, એટલે અમે નવાબને એના કોલ યાદ દેવા જઇએ છીએ.'

ઉભા રહીને, તેઓ મૂળ સરઘસના જ એક ભાગ તરીકે દેખાવાનો તમામ ડોળ કરતા કરતા બાવાઓની પાછળ પાછળ ચાલ્યા આવતા હતા.

મુગટરામ ત્રિનેત્રના મંદિરમાં કોઇ કોઇ વાર જતો. એટલે એ આ બાવાઓને થોડાઘણા પિછાનતો. સૌથી આગળ ચાલતા બાવાને એણે પૂછ્યું: 'રામરામજી, બાવાજી, ક્યા હે યે સબ તમામ?' પોતે જેને શુદ્ધ હિન્દી ભાષા માનતો હતો એવી ભાષામાં મુગટરામે આ પ્રશ્ન પૂછ્યો:

બાવાજી ઉભા રહ્યા. મુગટરામ સામે ગાંજાના કેફના હિંગળોક રંગથી રંગાયેલી આંખો નોંધતા બાવાજી બોલ્યા: 'બચ્ચા, હમ જાતે હે ધારણા કરને કે લીયે!'

'ધારણું?' મુગટરામ તાજ્જુબ બનીને બોલ્યો: 'ક્યાં? શા માટે?'

'હમ જાયેંગે દરબારગઢમેં, નવાબ કી પાસ. હમ ખાયેંગે નહિ, હમ પીયેંગે નહિ–જહાંતક વો મૂલચંદ કો મુક્ત ન કરે, તહાં તક.'

'કેમ? મૂળચંદને અને તમારે શું?' સુંદરજી ચોંક્યો. પોતાની રાજરમતના આવા કોઇ પ્રત્યાઘાતને માટે પોતે તૈયાર ન હતો. એ વાત સુંદરજીને કચવાતે દિલે કબૂલ કરવી પડી.

'કેમ કશું ય નથી? જ્યારે આ મૂળચંદ જુનાગઢમાં આવ્યા, આજથી કમમાં કમ સાત આઠ સાલ પહેલાં, ત્યારે અમે એના હામી પડ્યા હતા. અમારી ખોળાધરીએ મૂળચંદ જુનાગઢમાં આવ્યા હતા.'

'પણ એ તો મરહુમ નવાબ સાહેબના કાળમાં ને ? એમાં આ નવાબ સાહેબને શું લાગે વળગે ? ને એમાં ય આ તો વળી સાત વરસની જૂની જૂની વાત; એનું આજ છે શું ?' સુંદરજીને સાચે જ તાજુબી થઇ. એ મુત્સદીના માનસમાં બાવાઓના આવા વિચારોને માટે 'પાગલતા' અને 'બેવકુફી' સિવાય અન્ય કોઇ સ્થાન ન હતું. મરહુમ નવાબે કોલ આપ્યો,–જો કે એમણે આવા કોલો આપવા તો ન જોઇએ, છતાં પણ એમણે કોલ આપ્યો–અને પાળ્યો. હવે બાવાઓને શું ? વર્તમાન નવાબે કાંઇ થોડા લેખ લખી આપ્યા છે ? જો અમલદારોની આવી આકસ્મિક ગિરફ્તારી સામે આવા આવા બાવા ને લંગોટા ધારણાં અને ત્રાગાં કરવા માંડે તો પછી રાજરમતમાં સ્વાદ પણ શો રહે ? સુંદરજી–જુનાગઢના આવતી કાલથી થનારા દિવાન–ને આજે શું કરવું ? આજે પોતાની ફરજ શી, એની એની પૂરી વિમાસણ થઇ પડી. એ બોલ્યોઃ 'પણ મહારાજ, આમ ઉતાવળ કરો છો, તે કાંઇ જરાક વિચાર તો કરો; રાજ્યનો પક્ષ પણ તમારે સમજવો જોઇએ ને ?'

•

'એમાં શું સમજવાનું છે ? મૂળચંદને છોડી દો. પછી અમારે કાંઇ છે ?'

'પણ રાજનો ગુન્હો એણે કર્યો હોય તો ?'

•

'તો એનો શું ગુન્હો છે એ કહી દે. અમારે ને નવાબ વચ્ચે કોલ હતા કે વગર વાંકે ને વગર આરોપે નવાબે મૂળચંદને કોઇ દિવસ પકડવા નહિ. આજ એમને વગર વાંકે ને વગર આરોપે પકડ્યા છે, એટલે અમે નવાબને એના કોલ યાદ દેવા જઇએ છીએ.'

'પણ આ નવાબે તમને ક્યાં કોલ આપ્યા છે? કોલ આપનાર તો ગયા જન્નતમાં. હવે શું?'

'કોણ જન્નતમાં ગયું, ને કોણ જહન્નમમાં ગયું, કોણ જીવતું રહ્યું ને કોણ મરી ગયું એ અમે ન જાણીયે. અમે પિછાણીયે નવાબને. જુનાગઢની ગાદીને. અમે કોલ માનીયે પણ ગાદીના.'

'પણ—'

'પણ બણમાં ય અમે કાંઇ ન જાણીયે. ગાદીના કોલ છે ને ગાદીએ પાળવા પડશે.'

'ને ધારો કે નવાબ સાહેબ ના પાડે તો?'

'તો અમને ય મૂળચંદની સાથે જ હેડમાં પૂરી દે. લોક ભલે જાણે, જુનાગઢની રિયાસતમાં રાજાના હામી બનનારના કેવા હાલહવાલ થાય છે તે.'

સુંદરજીને આવતી દિવાનગીરીના થોડા ઘણા કેફ તો ચડી ચૂક્યા હતા. બાવાઓના આ પગલાંએ એ કેફ વધારી દીધો: 'હવે બાવાં ને લોટમગાંને મોઢે ચડાવ્યાં કામનાં જ નહિ.'

બાવાની આંખ સત્તાનો આ તિરસ્કારભર્યો છાક જોઇ ફરી ગઇ: 'તે તું દિવાન થા તે દિવસે થાય એ કરી લેજે. અત્યારે તને શું કહીએ? તારા જેવા માનવ જંતુને પોતાના કોલની કદર પણ ક્યાંથી હોય? એની ઓરત રડતી હશે, બાળબચ્ચાં ઝુરતાં હશે. એમને એમ થતું હશે કે જેતપુરમાં રહ્યા હોત તો આ દિવસ દેખવાનો આવત? આ તો ત્રિનેત્રના પૂજારીને

કોલે અને નવાબની નેક દાનતને માટે એના હામી બનવાને કારણે તેઓ જેતપુર છોડીને જુનાગઢમાં વસવા આવ્યાં. એ આંહી વસવા આવ્યાં ત્યારે જ એમની આ સ્થિતિ થઇ ને? એમના શાપ અમને ખાક કરે. અમારી તમામ સાધના એ આગમાં જલી જાય.'

•

બાવાઓ તો ચીપિયા ખખડાવતા 'બોમ ગીરનારી'ને પોતાનાં ધારણાં સમયે હાજર રહેવાને માટે નિમંત્રણ આપતા હોય એમ બુલંદ અવાજે અહાલેક પુકારતા ચાલ્યા ગયા. સુંદરજી અને મુગટરામ બેય એકમેકની સામે જોઇ રહ્યા.

હજી તો આવતી કાલથી જે દિવાન બનવાનો છે એના માર્ગમાં આજે ઉભી થયેલી આ વણકલ્પી મુસ્કેલી જોઇને મુગટ-રામના આત્મામાં સંતોષના જાણે કે કંકુછાંટણાં વેરાયાં. સુંદરજીને ઉંડી ચિન્તા થઇ પડી. આજ પોતે દિવાન ન હતો. આજ જુનાગઢમાં કોઇ જ દિવાન ન હતું. આજ નવાબ કોઇ જાતના યે સારા માઠા વહીવટી સલાહકાર-સૂત્રધાર વગરનો જ હતો. બાવાઓ અને નવાબ વચ્ચેની આજની વિચાર-અથડામણ-માંથી શું પ્રગટશે? બાવાઓ નમી જશે? નવાબ નમી જશે? કોઇ નહિ નમે? શું થશે? બાવાઓ કેટલા આગ્રહી અને કેટલા ક્રોધી હોય છે એ વાત પોતે ક્યાં નહોતો જાણતો? તો શું નવાબ મૂળચંદને બંધનમુક્ત કરી દેશે? બંધનમુક્ત કરે તો પોતાની સ્થિતિ કેવી બને? ત્રણ ત્રણ વર્ષથી ભારી જહેમતથી ગોઠવેલા ખટપટના મંચ ઉપર, શું પોતાને બદલે આ બાવાઓ નાચશે? સુંદરજી વિહ્વલ બની ગયો; અને નવાબ બહાદુરખાન બાવાઓનો કેમ સામનો કરે છે તે જોવાને, અને પોતાને જરૂર લાગે તો નવાબને

પગાર એના હાથમાં મૂકી દે, એવો હરિનો લાલ. ખરે, આવા અમલદારો ન સાચવી શકે એની દશા માઠી જ થાય નહિ તો બીજું થાય પણ શું ?

ગઇ કાલથી લોકો તો આ જાતના જ વિચારો કરતા હતા. એ સમાચારના આઘાત સામેના પ્રત્યાઘાત રૂપ ત્રિનેત્રના બાવાઓના ધારણાંની વાત પણ જાણે કે પવનની પાંખ ઉપર ફેલાઇ ગઇ. હવે શું થશે ? લોકો કુતૂહલભરી આતુરતાની વેદના વ્યક્ત કરતી આંખોએ બાવાઓના સરઘસને પસાર થતું જોઇ રહ્યા.

દરબારગઢના નીચેના મોટા ચોકમાં બાવાઓની જમાત પડાવ નાખીને પડી. બે ચાર બાવાઓ બહાર નીકળ્યા, થોડીવારમાં કોણ જાણે ક્યાંથી લાકડાનું મોટું ગાડું ખેંચી લાવ્યા.. તરત જ દશદશ બારબાર બાવાઓના જૂથ બંધાઇ ગયા. ધૂણીઓ ધખાઇ ગઇ, સારીઓ સાફ થઇ ગઇ ને ગાંજાની ચલમો ચાલતી થઇ. 'ઓમ ગીરનારી'નો પ્રચંડ જયનાદ, એ 'બંધિયાર ચોકમાં તોપના ગોળા જેવો, ચોપાસ ફરતી દિવાલો સાથે અથડાઇને બુલંદ પડઘા પાડી ઉઠયો.

અને જાણે કે એ હાકના પડઘામાંથી પ્રગટતો હોય એવો નવાબ ઉપરના મજલાના ગોખમાં આવ્યો.

'આ શું ?' એણે તાજુબ બનીને પૂછ્યું. નવાબની બાજુમાં જ સુંદરજી ઉભો હતો, શેખ અમરૂલ્લાહ ઉભો હતો, મોગટ મહેતો ઉભો હતો.

કોઇ બોલે તે પહેલાં જ સુંદરજીએ જવાબ દીધો : 'હજુર, મૂળચંદને આપે ગિરફતાર કર્યો છે, એટલે આ બાવાઓ ધારણું કરવા આવ્યા છે.'

'કેમ ? મૂળચંદને અને આ બાવાઓને શું લાગેવળગે ?'

'હજુર, બાવાઓ કહે છે કે સાત વર્ષ પહેલાં જન્નતનશીન નવાબ સાહેબ મૂળચંદને જેતપુરથી પાછો તેડી લાવ્યા ત્યારે બાવાઓને હામી રાખ્યા હતા.'

'તે મરહૂમ નવાબ સાહેબે કોઇને હામી રાખ્યા હોય કે કોઇને કોલ દીધા હોય, તેમાં મારે શું ? એમ તો રાજ કેમ થાય? જાઓ શેખ, કાઢી મૂકો આ લંગોટાને' બાવાઓ સામે નજર સરખી પણ નાંખ્યા વગર, નવાબ અંદર ચાલ્યો ગયો, અને એની પાછળ એનાં પૂછડાં પણ ચાલ્યાં.

શેખ અમરુલ્લાહ જરા ઉભો રહ્યો. બાવાઓ સાથે કામ એમ સમજીને એણે મોગટ મુહેતાને ય સાથે લીધો. બે ય જણા નીચે આવ્યા.

'ચાલ્યા જાઓ મહારાજ,' શેખે હુકમ ચલાવ્યો : 'ઉઠો, આંહી ગરબડ મ કરો.'

'અમારે તમારૂં કામ નથી ને તમારૂં સાંભળવાને અમારે કાન પણ નથી' બાવાઓના મુખીએ જવાબ દીધો : 'અમારે કામ છે નવાબનું, ને નવાબને અમારે મળવું છે.'

'તે હવે નવાબ તમારા જેવા લંગોટાને મળશે કે કાંઇ રાજકાજ કરશે ?' મોગટ મહેતો બોલ્યો.

બાવાઓ તો જાણે કાંઇ જાણતા જ નથી એમ બેઠા રહ્યા. મોગટ મહેતો ને શેખ થોડી વાર તો નવાબના હુકમના નામનો 'ચાલો, હઠો, બેસો' વગેરે શબ્દોનો કોલાહલ કરતા રહ્યા; પણ કોઇ જાણે સાંભળતું જ ન હતું.

આખરે શેખ અમરૂલ્લાહની ટુંકી ધીરજ સદંતર ખૂટી. 'અરે, આ લંગોટા એમ નહિ માને' એમ કહીને તે ઉપડયો. થોડીવારમાં જ એ મકરાણીઓની ઘોડેસ્વાર બેરખ લાવ્યો. 'ચલાવો ઘોડાં ને ભાલાં કરો ચાલતાં. કાઢી મુકો આ લંગોટાઓને.' ફરમાન આપી શેખ પરસાળ ઉપર ચડી ગયો ને એની પાછળ મુગટ મહેતો પણ લાંબી ફાળ ભરતો પરસાળ ઉપર ઉભો રહ્યો.

પછી તો જરા ય વિલંબ કર્યા વગર મકરાણીઓએ ઘોડાં છોડી મૂકયાં. ભાલાઓના બુઠ્ઠા છેડાથી એમણે બાવાઓને ફટકારવા માંડયા.

'નવાબ, ઓ નવાબ,' બાવાના મુખીએ બુલંદ અવાજે સાદ દીધો: 'જરા ગોખમાં તો આવ. તારા હામીઓની દશા તો જોઇ લે.'

પરંતુ નવાબ બાવાઓને જોવા ગોખમાં ન આવ્યો. ફરીવાર મકરાણીઓનાં ઘોડાં તીર જેવાં છૂટયાં—આ વખતે સીધાં બાવાઓના અંગ ઉપર. 'હાં કોઇ ન હઠશો. કોઇ ન ચળશો. બોલો બોમ ગીરનારી. બોમ ગીરનારી.' એક તસુનો ય માર્ગ દીધા સિવાય બાવાઓએ એ હાકનો પ્રતિશબ્દ કર્યો. એ બુલંદ હાકથી ચમકીને ઘોડાઓ પાછા પડયા. બહાર માણસ ઉભરાવા માંડયું.

હજુ યે કોઇ બાવો માગ નથી મૂકતો, એ જોઇને શેખ અમરૂલ્લાહનો મિજાજ બરખેલાફ થઇ ગયો. 'હવે ચલાવો અણીદાર ભાલાં' એનો હુકમ ગાજ્યો. ફરીવાર ઘોડાં દોડયાં. અણીદાર ભાલા-

ઓએ બાવાઓના શરીરનું લોહી બહાર ખેંચી લીધું અને ભોગ પોકારતી ધરતીએ એ લોહી શોષવા માંડ્યું.

'જેના શરીરમાં ભાલાં ખૂંચી રહ્યાં હોય, એ કાઢી કાઢીને આપી દો મકરાણીઓને પાછાં.' મુખીએ આજ્ઞા આપી. અનેકોએ પોતાની કાયાઓમાં વેંત વેંત ખૂંચી ગયેલાં ભાલાંઓ હાથે ખેંચી ખેંચીને, વેદનાની એક પણ હાય વગર, મકરાણીઓને પાછાં સોંપ્યાં.

વેદનાની એક નાની સરખી હાય પણ જેના મુખમાંથી નથી સરી પડતી, એક તસુની ધરતી પણ જેના પગ તળેથી નથી ખસતી, ઉગામેલા ભાલાં સામે જેની આંખો પણ નથી મીંચાતી, એવા બાવાઓને જોઇ મકરાણીઓ હેબત પામી ગયા. એમણે અનેક સમરાંગણો ખેલ્યા હતા, કંઇક ભાગતા દુશ્મનના પાકા પીછા લીધા હતા, અસંખ્ય શત્રુઓના દળોની વચમાં કદમેકદમ ભીડાવીને, ખભેખભા મિલાવીને તેઓએ કલાકોના કલાકો સુધી એકલે હાથે રણના રંગ રાચવ્યા હતા, પરંતુ તેમની છાતીમાં કદિ યે થડકારો નહોતો થયો, કદિ યે વ્યક્તાવ્યક્તનો ભય નહોતો પ્રગટ્યો, કદિ યે સામાવાળા પ્રત્યે હમદર્દી નહોતી જાગી. એવા બાકરબંધા મકરાણીઓ પણ બાવાઓના આ ધારણાં સામે એકાએક ધ્રુજી ઉઠયા. એકસામટો વિચાર કર્યો હોય એમ એકેએક મકરાણીએ ઘોડું વાળી લીધું, ભાલું નમાવી લીધું. શેખ અમરૂલ્લાહ મકરાણીઓ સામે જોઇ રહ્યો. મકરાણીઓનું વર્તન એને ન સમજાયું.

મકરાણીઓની બેરખનો જમાદાર મહમુદ બે કદમ આગળ આવ્યો: 'શેખ; અમને લડાઇમાં લઇ જાઓ ને ત્યાં પારોઠના પગલાં ભરીએ તો અમને દાગી દેજે. આ બાવાઓ સામે તો અમે હથિયાર નહિ

ચલાવીએ.' જવાબની રાહ જોયા વગર મહબુબ પાછો ફરી ગયો અને એકેએક મકરાણી ત્યાંથી ચાલી નીકળ્યો. તાજ્જુબ બનેલો શેખ અમરૂલ્લાહ કિંકર્તવ્યમુઢ જેવો ઉભો થઇ રહ્યો.

'અમારો જાન જ તમારે જોઇએ છીએ ને? એમાં શું મોટી વાત છે? નવાબને અમારૂં લોહી જ જોઇએ છીએ ને?' દશ દશ જખમોમાંથી વહી જતાં લોહીનો, મુખીના સ્વસ્થ અવાજમાંથી, કોઇને જરા સરખો ય ખ્યાલ ન આવે.

મુખીએ બુલંદ અવાજે બૂમ મારી : 'ઓ નવાબ, ઓ નવાબ, ઓ નવાબ! તારી ગાદીની શુભ નિષ્ઠા જગતમાં સ્વીકારાય એ ખાતર અમે આજ અમારૂં લોહી તારા આ મહેલ ઉપર છાંટીએ છીએ. નવાબ! તારાં પાપો ભસ્મીભૂત થાઓ, તારી લાપરવાહી સાફ થાઓ. તારામાં ઇન્સાનિયત જાગ્રત થાઓ, તારામાં રહમ-દિલી પ્રગટ થાઓ. ઓ નવાબ, ઓ નવાબ, ઓ નવાબ, ગીર-નારી તારૂં કલ્યાણ કરો. અમારા અંતકાળના તને આ આશીર્વાદ છે.'

મુખીએ 'ૐ ગીરનારી'ની બૂમ ઉઠાવી ને પ્રત્યેક બાવાએ એમાં સુર પૂરાવ્યો. સહુએ પોતપોતાની જટામાંથી જમૈયો કાઢયો; પોતાના પેટમાં હુલાવી દીધો. એકસો પચીસ બાવાઓની લોથોનો ગઢમાં ઢગલો થઇ ગયો.

દરબારગઢમાં સૂની શાંતિ છવાઇ રહી. સહુનાં દિલ વ્યગ્ર અને અસ્વસ્થ બની ગયાં. હવે શું થશે? આ નખ્ખોદ વાળનાર પ્રસંગનો આખરી અંજામ શો આવશે? નવાબ તો મહેલમાંથી બહાર દેખાયો જ નહિ. સહુના શરીરના અંગેઅંગમાં ત્રાસની થિજાવટ જામી ગઇ. બાવાઓનાં શબો એમ ને એમ પોતાના

લોહીમાં તરતાં પડ્યાં રહ્યાં. એમનું હવે શું કરવું એનો વિચાર કરવાની ય કોઇને શુદ્ધસાન પણ ના રહી.

બાવાઓના ધારણાં અને મકરાણીઓ અને શેખ અમરૂલ્લાહે એમાં ભજવેલા ભાગની કથા ચૌટેચૌટે ગવાવા લાગી.

પવનની પાંખ ઉપર ઉડેલી આખી યે આ લોહીઆળ કથા જુના-ગઢના સૈયદોને કાને પણ પડી. એક હમદીને હિન્દુઓના ફકીરો સમા બાવાઓ ઉપર ગુજારેલા આ ગજબ સામે એમનું ઉચ્યું તોખગ કારમી વેદના પુકારી ઉઠ્યું. દશ બાર સૈયદો તૈયાર થઇ ગયા. દરબારગઢના ચોકમાં આવીને ઉભા. કોઇએ એમને થોભાવ્યા નહિ. કોઇએ એમને સવાલો ય પૂછ્યા નહિ.

ગઢના ચોકમાં સૈયદોએ કારમું દ્રશ્ય જોયું અને એ દ્રશ્યની ભવ્ય ભીષણતાએ એમના નૂર જાણે કે શોષી લીધાં. 'યા અલ્લાહ!'

સૈયદોએ બાવાઓના શબો પડખે ગોઠણભર પડીને છેલ્લી મુનાજાત પઢી લીધી. મુનાજાત પઢ્યા પછી એમણે પોતાની તંગ બંડીઓ છોડી નાંખી. દરેકના પેટમાં મૂઠ સુધી જમૈયો ખોંચેલો હતો: 'બાવાઓના રૂહોને ખુદા સલામત રાખો! અમારા હમદીનોનાં પાપો અમારા લોહીથી ધોવાઓ!' સૈયદોએ આસ્માન સામે ચશ્મો નાંખીને આખરી અવાજે પ્રાર્થના કરી. એમણે જમૈયા ખેંચી લીધા. લોહીના ખળખળાટો ધોધ જાણે કે દશ દશ મુખે ગંગોત્રી ફૂટી વહ્યા અને બાવાઓના શબોની બગલમાં જ સૈયદોનાં શરીરો પ્રાણ વગરનાં નિશ્ચેષ્ટ બનીને ઢળી ગયાં.

ગિરનારની તળેટીમાં મચ્છેન્દરનાથ નામે એક ખાખી સિદ્ધ રહેતો હતો. સારા શહેરમાં જોગી તરીકેની એની ખ્યાતિ જામેલી હતી. દેશ દેશાવરમાં એક મહાયોગી તરીકે મચ્છેન્દરનાથનું નામ મશહૂર બન્યું હતું; એણે બાવાઓના ત્યાગની કથા સાંભળી. સૈયદોના સમર્પણની ગાથા સાંભળી અને મચ્છેન્દરનાથ તે દિવસે યોગ સાધી શકયા નહિ. સમાધિ લગાવે ને તરત શબોનો પહાડ એમની આંખો સામે આવીને ઉભો રહે. પાણીનું કમંડળ લ્યે ને એમાં એને નરરક્તની ભ્રમણા જાગે. જોગેન્દ્રનું સદાસ્વસ્થ પરમહંસ ચિત્ત કોઇ વિરાટ ચગડોળ ઉપર જાણે કે ઘુમવા લાગ્યું.

પોતે યોગી, પણ કયો યોગ સાધે છે? પોતે તપસ્વી, પણ એના તપનું ફળ શું? પચાસ પચાસ વર્ષથી એની ધૂણી આંહી ધખે છે, ને એનાથી વાતાવરણ જરાય શુદ્ધ ન બને? માત્ર એકલ-સોયી કલ્યાણ–સાધના પાછળ આટલી આટલી તમન્ના શું આત્મવત્ જગતનો દ્રોહ નથી? સો સવાસો જેટલા બાવાઓ બેજાન બન્યા, અરે મુસલમાનોના સૈયદોએ પણ ધારણાં કર્યાં, ને પોતે શું હજીયે હઠયોગના જૂના પાઠો જ આચર્યા કરશે? તપશ્ચર્યા શા માટે? જગતના મેલ ધોવા માટે? નવાબી ગાદીની બેઇમાની સામે આજે એકસોને પાંત્રીસ માણસોએ આપેલાં આત્મબલિ-દાનનાં મૂલ્ય વધારે, કે પોતાના જોગનાં મૂલ્ય વધારે? કિરતારની આંખમાં શું વસશે?

રાત, આખી રાત મચ્છેન્દરનાથની વિસામણ ચાલી. પચાસ પચાસ વર્ષથી અંતરમાં સંઘરેલા એકલસોયા જીવન્મુકિતના પાઠના સંસ્કાર મચ્છેન્દરનાથને પોતાને સૂઝતા ધર્મની સામે જાણે કે જેહાદ પોકારતા હતા. સવારે બાવો ઉઠયો ત્યારે એના ચહેરા

ઉપરનાં નૂર ઉડી ગયાં હતાં. પચાસ વર્ષનાં તપ જાણે કે એક જ રાતમાં કોઇ મહારાક્ષસે ભરખી લઇને એનું દેહમંદિર સાવ ઉજ્જડ કરી નાખ્યું.

વળતી સવારે સારા શહેરમાં વા વાત લઇ ગયો કે મચ્છેન્દર-નાથ પણ આજે જીવન સમાધિ લ્યે છે ને સારા શહેરમાં હાહાકાર બોલી ગયો. સહુને એ ખોદાતા ખાડામાં રાજ્યના પાયેપાયા ખોદાતા લાગ્યા.

થોકબંધ માણસ ગીરનારની તળેટીમાં ઉપડ્યું. એક વિશાળ ખાડો ખોદીને અંદર પદ્માસન વાળીને મચ્છેન્દરનાથ બેઠો હતો. એક રાતમાં એના તપનાં તેજ બૂઝાઇ ગયાં હતાં. એક રાતમાં એના શરીર ઉપર પચીસ વર્ષની વયનો નવો ભાર લદાયે હતો. એક રાત! બસ એકજ રાત! પણ આહા એ કેવી બીષણ રાત! કેટકેટલાં વિચાર-પ્રેનો એની આંખમાં તાંડવ ખેલી ગયાં!

માનવ મેદિની નો છીપે ઉભટી રહી હતી. સહુના હૈયાં ભારે બની ગયાં હતાં. મચ્છેન્દરનાથે લોકોને કહ્યું :

'હું જાઉં છું. એકસોને પચીસ બાવાઓ અને દશ સૈયદોનો સંઘ તો મારાથી દૂર નીકળી ગયો હશે. હું એમની પાછળ જાઉં છું. પચાસ વર્ષના તપથી મને ના સૂઝ્યું, એ એક રાતમાં સૂઝી ગયું. પ્રજનમાં સાચા ઇમાન અને નેકપાક ઇન્સાનિયત જળવાઇ રહે માટે જાન કુરબાન કરવો એ સાચો માનવ ધર્મ. પચાસ વર્ષના એકલવાયા જૂના ચીલા ભૂલીને-ભૂસીને હું નવે પંથે પરિયાણ કરૂં છું. કિરતાર પાસે યાચું છું : 'નવાબને સન્મતિ દો.' મચ્છેન્દરનાથે પોતાના ચેલા

સામે જોઇને ધીમે અવાજે કહ્યું : 'બચ્ચા, મારી આ સમાધિ ઉપર કોઇ દહેરી ના બાંધશો. જે મચ્છેન્દરનાથ જીવતો હતો, એ મચ્છેન્દરનાથ આજ નથી સમાધિ લેતો. બેટા, હવે ધૂળ વાળી દે.'

વિશાળ ખાડો થોડી વારમાં ધૂળથી પૂરાઇ ગયો ને મહાસિદ્ધ મચ્છેન્દરનાથે જીવતા સમાધિ લીધી. જીવતાં જેણે જગતની કાંઇ જાણ નહોતી લીધી એ નવાબમાં ઇન્સાનિયત અને સુમતિ જગવવાને જીવતો દફનાયો.

—અને લોકો જ્યારે ગમગીન બનેલા હૈયાં સાથે પાછા ફરતા હતા, ભારે દિલે ને ભીને અવાજે મચ્છેન્દરનાથની વાત કરતા હતા, ત્યારે દરબારગઢમાં બની રહેલા એક બનાવની એમને માહિતી નહોતી. મૂળચંદ ને સુંદરજીને નવાબના તાબડતોબ ફરમાનથી ગઢમાં લાવવામાં આવ્યા હતા અને પોતાના ઉતાવળા સ્વભાવ, કાચા કાન અને પોતાની બેકદરદાની વિષે નવાબ એમના કદમમાં જાણે કે તોબાહ પુકારતો હતો :

'મૂળચંદ કાકા,' નવાબ ભીના અને રૂંધાતા અવાજે બોલ્યો : 'મને જે મતિ પાછળ સૂઝે છે એ આગળ કેમ નહિ સૂઝતી હોય? ઓહ ! કેટલા માણસોના જાન લેવાયા એક જ માણસના મતિવિભ્રમને નિવારવા માટે ? જગતમાં શું નવાબ મોટો છે કે મતિવિભ્રમ, ઉપકારદ્રોહના પાપ મોટાં છે ?'

અને જાણે કે એના સવાલનો જવાબ મળતો હોય એમ એ ઓરડામાં પડઘો પડ્યો 'પાપ મોટાં છે.'

નવાબ જાણે કે એ જવાબનો સ્વીકાર કરતો હોય એમ મૂળચંદને કહેવા લાગ્યો : 'સાચી વાત છે. ઇન્સાન મોટો નથી. ઇન્સાનિયત જ મોટી છે. હું હવે કદિ યે એ વાત નહિ ભૂલું.'

થોડી વાર રહીને એણે કહ્યું : 'કાકા, ગઇ ગુજરી ક્ષમા કરો. દિવાનજી કાકાને મારા સલામ કહેજો. દિવાનગીરી એમની° છે તે કોઇનાથી પચાવી શકાય તેમ નથી.'

# ૪: શેખકોટ

"ખસી જાઓ, 'ખસી જાઓ,' નવાનગર શહેરની ફૂલબજારમાં ચીસ ઉઠી. 'ભાગો, ભાગો, ગાંડો હાથી, ગાંડો હાથી.'

કાબરોના કોલાહલ જેવી એ ચીસોથી લોકો જ્યાં લાગ દેખાયો ત્યાં નાસવા માંડ્યા. કોઇ શેરીઓમાં લપાયું, કોઇ દુકાનોમાં ભરાયું, કોઇ આંધળી દોડ મૂકવા લાગ્યું. બજારમાં જમા થયેલું હજારો માણસ તમામ કામધંધા છોડી દઇને જાન લઇને આમતેમ બ્હાવરી દોડધામમાં મચી ગયું. 'હાલ ધનીયા' 'ગગા દોડ' 'નાસો રે બાપ' 'ભાગો ભાગો' એક બીજા સાથે મળી જતી ચીસોનો કાળો શોર આખી બજારમાં એક છેડાથી બીજા છેડા સુધી ઉઠ્યો.

દશેરાના ઉત્સવના સાજને પોતાની કાળના ચાબુક જેવી સુંઢથી સુંથી પીખી નાખતો ગાંડો હાથી સામેથી પોતાના નાના મગજમાં જગત માત્રનો સંહાર કરવાની તાલાવેલીનો નશો કરીને દોડ્યો આવ્યો હતો. નગરના મોતીવાળા જામની દશેરાસવારી આજ ખંભાળિયાના નાકા બહાર શમીપૂજન કરવા જવાની હતી. એ સવારીની તૈયારીમાંથી હાથી ગાંડો થઇને કોઇ મહા મુશલ જેવો

નાકો હતો. પોતાની સૂંઢમાં એણે પોતાના મહાવતને ઉપાડીને દરબારગઢના મોટા મોટા ખીલાવાળા દરવાજાની સાથે જડી દીધો હતો–જાણે કોઈએ કાગળને ખીલી મારી દિવાલમાં જડ્યો હોય એવો. પછી હાથી પગલે પગલે મદના બુન્દ પાડતો ઉભા બજારે પોતાની સંહાર–યાત્રાએ ઉપડી ચૂક્યો હતો.

અરે ! આ કોઈ સાધારણ વાત છે ? આ કોઈ સાધારણ હાથી નથી, આ કોઈ બ્રહ્મદેશના જંગલમાં ભમતો કુંજરડો નથી. આ તો છે સિયામના વિશાળ જંગલમાં વનરાજ શો આથડતો માતંગરાજ. ડુંગર જેવડા એના દેહ ઉપર નગરના નાથની પાલખી વગર કાંઈ જ મૂકવામાં નથી આવતું. એના વિશાળ કુંભસ્થળ ઉપર મોતીની ઝુલ સિવાય બીજી કોઈ અંબારી નથી સજાતી. એની આંખોમાં રોજરોજ કાજળનાં અંજન થાય છે. એના ચકચકતા નીલા કાળા દેહ ઉપર રોજરોજ સવામણ તેલનાં મર્દન થાય છે. એના પગોમાં મજૂરના પરસેવાનાં ચમકતાં બિન્દુઓ સમાં મોતીનાં ઝાંઝર નંખાય છે. એ કોઈ સાધારણ હાથી નથી. એ તો છે મદ્મા માતંગ. સિયામના રાજાની નગરના નાથને અપાયેલી સચેતન બક્ષીસ. આજ દશેરાના પ્રાચ્યપર્વે એ માતંગમાંથી મદ ઝરવા માંડ્યો હતો. આજ આવો માતંગ પાગલ બન્યો હતો.

•

પોતાના મહાવતને દરવાજાના ખીલામાં જડી દઈને, ખાસદારોના શરીરના પોતાના પગ તળે રોટલા કરીને આ કાળો પહાડ ઉભા બજારે જ્યારે દોડ્યો ત્યારે તો જાણે ધરતીકંપની મૂર્તિ પાતાળમાંથી પ્રગટી. ઘોડાઓ ભડકી ભડકીને ભયની કારમી હાવળો

દેતા લોકમેદિની ઉપર દોડ્યા ને કંઇક એના પગ તળે છુંદાયા. થોડીવારમાં તો આખી બજાર સાવ વેરાન બની ગઇ.

ફૂલબજારમાં ફૂલોનો પહાડ ખડકાયો હતો. માતંગરાજને ગુલાબી દેહધારી આ હરિફ જોઇ પાગલ ક્રોધ આવ્યો. સુંઢના એક સપાટાથી ફૂલોને એણે વેરીછેરી નાંખ્યાં. પોતાની તાકાતનું આત્મભાન જાણે કે એના ઉન્માદમાં સીંચાયું હોય એમ તીણી સીસોટી જેવી ચીસ નાંખી હાથી આગળ દોડ્યો. જરા થોડે દૂર એક ઘોડેસ્વાર જતો હતો. પાગલ બનેલા હાથીને દોડ્યો આવતો જોઇ ઘોડો જાણે કે જમીન ઉપર થીજી ગયો હતો. સુંઢમાં સવારને પકડીને હાથીએ વીંઝીને અદ્ધર ફેંક્યો. સુંઢથી ઘોડાના પાછલા પગમાં ચૂડ ભરાવી. ઘોડાએ કારમી હાવળ નાંખી. ઘોડાનો પગ સુંઢના ભરડાથી ભાંગી ગયો ને વેદનાથી ઘોડાએ ચીસ નાંખી. તમે કોઇ દિવસ ઘોડાની તીણી, ભય નીતરતી ચીસ સાંભળી છે? વર્ષો સુધી કાનમાં ગુંજતી રહે, ભરઊંઘમાં સ્વપ્નમાં સંભળાતાં તમને નીતરતે પરસેવે જગાડે, એવી વેદના, એવો ત્રાસ, એવી આર્જવતાના સંભાર જેવી ચીસ ઘોડો કોઇક જ વાર નાંખે છે. જે ઘોડો એવી ચીસ નાંખે છે એ જીવતો નથી. હાથીની સુંઢમાં ઘોડાનું શબ માત્ર રહ્યું. એક ક્ષણભર હાથીની પાગલતા જાણે કે વેરાઇ ગઇ, સુંઢમાં ઘોડાને ઉપાડી એને પોતાની આંખો સમો ઉંચો ઉપાડી એને ધારી ધારીને હાથીએ ક્ષણભર તપાસ્યો. પોતાના જેવા નવખંડના ધણી જેવા મહા માતંગરાજને પણ મુંઝવી નાંખે એવી ચીસ ફરીને આ પશુ–જંતુ નહિ જ નાંખે એવી ખાતરી જાણે કે પોતાને થઇ હોય, એમ ઘોડાના શબને પોતાની ગરદન ઉપર તોળીને, પોતાના આ દિગ્વિજયથી પોતાને મસ્ત આનંદ થયો હોય એમ, હાથી ડોલતી ગતિએ લાંબાં પગલાં ભરતો પોતાની સંહાર

યાત્રાએ આગળ વધ્યો. એની આંધળી દોડ કરતાં એની ઇરાદા-ભરી આ ધીમી ગતિમાં વધારે ઉન્માદ, વધારે મદ, વધારે સંહાર-ભાવના ધબકતી હતી. ધરતીકંપના દૂર દૂર સુધી ગર્જતા આંચકા લાગે, એમ એના પગલાંના દૂર દૂર સુધી પડઘા પડતા હતા.

હાથી બજારમાં આવ્યો, જ્યાં બજારનો રાજમાર્ગ અર્ધ ચંદ્રાકારનો વાંક લેતો હતો એ ખૂણા ઉપર એક ફકીર બેઠો બેઠો એક બેત ગાયા કરતો હતો:

> બુલબુલકો દીયા નાલા, પરવાનેકો દીયા જલના,
> ગમ મુઝકો દીયા, જો સબસે મુશ્કીલ નજર આયા.

ફાટેલાં તૂટેલાં લુગડાંના ગાભામાંથી એનાં હાડકાંના માળખાં દેખાતાં હતાં. એની વિખરાયેલી દાઢી મેલી ને ધૂળવાળી દેખાતી હતી. એણે એક માત્ર બદન પહેર્યું હતું, એક માત્ર સુરવાલ પહેરી હતી ને એ બેય વસ્ત્રોમાં પણ ઠેકાણે ઠેકાણે ફાટતૂટ થઇ ગઇ હતી. એના આંગળાઓ જાણે કે નીચોવાઇ નીચોવાઇને લાકડાંની સાંઠી જેવાં બની ગયા હતા. પગમાં જમાનાજૂનાં તળીયાં વગરના ને ઉપરથી યે ફાટેલાં કાંટારખાં હતાં. એ બેઠો હતો, ગાતો હતો ને જાણે કે જગત આખાનો મહાસંતાપ એની આસપાસ અનાથતા, અસહાયતા ને ગભરામણનાં તાણાવાણાં વણી રહ્યો હતો.

એ ફકીરની બાજુમાં જ રાજમાર્ગના છેડા ઉપર પેટ ઉપર હાથ દાબીને, પગ ઉંચા રાખીને સૂતી હતી, એની ઓરત; કોઇ મહારોગની ભીષણ યાતનાએ જાણે કે એનું તમામ જીવત્વ ચૂસી લઇને પ્રેતમાત્ર રાખ્યું હોય એવી. એક દશ વર્ષનો બાળક, માત્ર મુશ્કેલી, હેરાનગતિ અને સંતાપ સિવાય અન્ય કાંઇએ વાંચવાને ટેવાયો ન

હોય એવો બાળક, પોતાના બાપ સામે અનિમેષ નયનો માંડીને બેઠો હતો. કોઇ ઘોર આફતની આગમાંથી જાણે કે આ ત્રણે બીબાં એક સરખાં રૂપ રંગના ઢળાયાં હતાં.

દૂરથી કાળો કોલાહલ ઉઠયો. દૂરથી માણસોની નાસભાગ થઇ દેખાઇ. દૂરથી આકાશ ભરીને ગાજતો ભય સૂર સંભળાયો : 'ભાગો, ભાગો, ગાંડો હાથી, ભાગો, ભાગો.'

સૂર ઉઠે ને સમાય, તે પહેલાં તો અવાજની સાથે જાણે કે શરત ખેલતો હોય એવો માતંગ ડોલતો ડોલતો કારમી ભીષણ લાલ આંખોએ સહુને ડારતો, સહુને થિજાવતો અવારનવાર કાન ફફડાવતો આવતો દેખાયો.

એક દુકાનની અગાસી ઉપર ચડી જવાને, દુકાનના બારણાં ઉપર પગ ટેકવીને ભયે જગવેલી કાળના આરંભકાળની વાનર-બુદ્ધિથી અગાસીમાં કુદતાં એક ખોરાસાની પઠાણે બુમ પાડી ચેતવણી આપી : 'ભાગ એય ફકીર, ભાગ, ભાગ. ગાંડો હાથી આવે છે.'

સઠપદરનો ભાયાત બહુ જોરાવર મનાતો. બે બાથમાં બે મલ્લોને ભીંસી નાંખવાની એની તાકાત ખૂબ જ વખાણમાં હતી. એ જતો હતો ગઢ તરફ, સવારીમાં સામેલ બનવા. એ માતેલા હાથીને આવતો જોઇ બહાવરો બની ગયો. ચોમેર ફરતી એની વિકળ દૃષ્ટિમાં કાંઇ જ ન આવ્યું. એ પાછો ફર્યો અને ઉભી બજારે દોડયો. અસહાય આદમીની આર્ત બૂમ એના કંઠમાંથી નીકળી ગઇ. 'માર્યા–ભાગો–ભાગો–હાથી–ગાંડો.'

દુકાનના માલિકે ભડાક દેતું બારણું વાસી દીધું. રખેને પાંચ પાંચ સાંકડાં પગથિયાં ઉપર ચડીને હાથી દુકાનમાં આવે તો? એ તો ગાંડો હાથી. 'એ ય ફકીર ભાગ, ભાગ, હાથી આવે છે.' દુકાનમાં આશરો આપવાનું તો શેઠને ન સૂઝયું.

બજારના ચોકમાં માતંગરાજ સૂંઢ હલાવતો ઘડીકમાં એક પગે, તો ઘડીકમાં બીજે પગે ઉભો રહ્યો. એની ગરદન ઉપર ઘોડાનું હિંચકાતું શબ હાથીને ગીરનારના ભૈરવજપના પહાડ જેવું બતાવતું હતું. હાથી ઉભો રહ્યો. ભીષણ અભિમાન અને પોતાની ઉન્માદી તાકાતના આત્મભાનથી એણે પોતાની શિકારી નજર ચોપાસ ફેંકી.

ચારે બાજુ દુકાનો બંધ હતી. કોઇ માનવી નજરમાં નહોતું આવતું. વેરાન બજારમાં મદગળ માતંગ ઉભો રહ્યો અને એણે તીણી સીસોટી જેવો પાગલ આનંદનો ભીષણ અવાજ કર્યો. કેવી એની તાકાત! ગઇ કાલ સુધી એને અંકુશ રાખનાર મહાવત આજે કયાં ગયો? ગઇ કાલ સુધી એના પાછલા પગોએ લોઢાંની સાંકળો બાંધનારા ખાસદારો કયાં હતાં? પોતાના પગો છૂટા છે, પોતાને કોઇ જ અંકુશ લગાવનાર નથી એ વાતની ખાતરી મેળવવા હાથીએ પોતાના પગો પછાડ્યા ને ચોપાસના મકાનો ધણધણી ઉઠયાં. નરી નીતરી કાળ-મૂર્તિ જાણે સંહારની મોજના ઉન્માદનું નૃત્ય કરતી હોય એમ હાથી નાચ્યો. ગાંડા હાથીનું નૃત્ય જોયું છે? આ જગતમાં એના જેવો કોઇ બિભીષણ દેખાવ નથી.

એકાએક હાથીની નજર રસ્તાના વાંક ઉપર પડી, ને એણે તગતગતી ભયચકિત આંખોએ પોતાને તાકી રહેલાં ત્રણ જીવતાં હાડપીંજરો જોયાં. હાથીની આંખો ફાટી, મગજ ફાટયું. ગરદન ઉપરથી ઘોડાના શબને

સુંઢમાં પકડીને એને હવામાં અદ્ધર ઉરાડયો. ઘોડાનું શબ નીચે પડતાં જાણે કે કાળજુનાં વેરને પાતાળમાં ચગદી નાંખતો હોય એમ હાથીએ એને પોતાના પગ તળે કચરી નાંખ્યું અને પછી એ દોડયો સીધો ત્રણ હાડપીંજરો ઉપર.

'ભાગ, ભાગ' ફકીરના મગજમાં આત્મરક્ષાનો સૂર ઉઠયો. પરંતુ એના પગો ઉપડ્યા નહિ. દિલમાં ફકીર પોતાના નાના પરિવારને લઇને હાથીને કયાંય પાછળ મૂકીને નાસતો હતો. શરીરે એ જડ અને નિશ્ચેષ્ટ બની, હેબત ખાઇ ગયેલી આંખોએ હાથીને જોઇ રહ્યો હતો.

એકાએક કોણ જાણે કયાંથી, એક ચારણ જુવાન દોડી આવ્યો. "એય ફકીર, મરવા ધાર્યું છે કે શું ? ભાગ.'

'અલ્લાહ, અલ્લાહ !' ફકીરે આર્જવ બૂમ પાડી: 'કયાં નાસું ? ઓ ખુદા ! હવે હું કયાં નાસું ?'

એ આર્જવ સૂર ચારણ જુવાનના હૈયાંને વાંધીને જાણે કે એની બુદ્ધિમાં પરોવાઇ ગયો. એક ચકોર નિગાહે ચારણે ફકીર અને એના પરિવારની દુર્બળ દશા અને શારીરિક કમતાકાત માપી લીધાં.

'ફકીર, મુંઝાઇશ મા. ઉભો રહેજે. બરાબર ઉભો રહેજે. જોજે બ્હાવરો બનીને દોડતો ના.'

પછી ત્રાંસી આંખે ફકીરે જીંદગીમાં અણમોલ એવું દ્રશ્ય જોયું. એણે જોયો એક ડુંગર જેવો સંહારદેહ ખૂને ચડીને પોતાના

તરફ દોડતો આવતો. એણે જોયો એકવીસ બાવીસ વર્ષનો જુવાન જાણે કે મોતને ભેટવા દોડતો હોય એમ હાથીની બરાબર સામો દોડતો.

હાથી આ દ્રશ્ય જોઇને મૂંઝાયો. માણસજાતની ઉંડી ઉંડી ભીતિના એના હૈયામાં અંકુર ફૂટવા લાગ્યા. એ ભયને ચારણના લોહી માંસમાં દફનાવી દેવા આ કરાલ દૈત્ય વિકરાળ ચીસ નાંખી ચારણને કચરી નાખવા તૈયાર બની ગયો.

પછી શું બન્યું ? ફકીરની આંખમાં એ આખુંયે દ્રશ્ય ચિત્ર-પટની તસ્વીર શું જડાઇ ગયું, છતાંએ અતિ વેગથી બની ગયેલા બનાવનો આખો ચીલો એને પૂરો ન વર્તાયો. એણે હાથીની અણુંએ અણુંની ગતિને માપતા ચારણ જુવાનને હાથી સામે દોડતો જોયો. હાથીની સુંઢ ઝાડનાં પાંદડામાં સુસવતા પવન જેવી હવામાં સુસવાતી એણે સાંભળી. ત્રાસ, હેબત અને ભવિતવ્યતાના ભયથી એની આંખો બંધ થઇ ને આંખના પડદા ઉપર જડાતું ચિત્ર અધૂરૂં રહ્યું. કોણ જાણે કેટલા વખત સુધી એની આંખો બંધ રહી ! એક પળ કે એક પહોર ? એની આંખોએ માત્ર મટકું માર્યું હતું કે એ બેભાન બની ગયો ? કોણ જાણે. પણ હાથીએ બીજી ચીસ પાડી ને એ ચીસમાં વેદનાનો અવાજ એણે પારખ્યો. એણે આંખો ઉઘાડી. અને લોહી ઝરતી સુંઢને હવામાં પોતાની આંખો સામે ધરતા માતંગ-રાજને એણે એક ક્ષણ હતચેતન અને ગતોત્સાહ જોયો. બીજી ક્ષણે ચારણ જુવાને લાંબી ઉંચી હરણફાળ ભરી. એ હાથીની ગરદન ઉપર પડયો અને આવા અપરિચિત અનુભવોથી હેબત ખાઇ ગયેલો માતંગરાજ કાંઇ પણ હાલી ચાલી શકે એ પહેલાં તો એણે પોતાના ફાળિયાને માથાં

ઉપરથી ખેંચી કાઢીને હાથીની આંખો ઉપર કસકસતો પાટો લગાવી દીધો.

પાતાળમાંથી પ્રગટતા હોય, ગેબમાંથી ગુંજતા હોય એવા બંધ બારણાઓની તરાડોમાંથી સાવધ આંખોએ હાથીની ઉન્માદ ગતિને જોઇ–માપી રહેલા લોકોના અવાજો ચોપાસથી ઉઠયા: 'વાહ જુવાન! વાહ ચારણ!'

અને રસ્તાને દરબારગઢને છેડેથી નગરનો સાહસઘેલો જોગીજામ રણમલ કોઇ પડછંદ ઘોડાની પીઠ ઉપર સવાર થઇને, માતેલા માતંગના કદમ બિડાવતો, સમાચાર મળતાં જ ગઢમાંથી નીકળેલો, તે આવતો દેખાયો. અવધૂત એવા એ રાજવીના અંતરમાં જીવનના કોઇ રસને માટે, જીવનની કોઇ મોજને માટે, તહેવારોના ઉમળકાઓ માટે જરા સરખું ય સ્થાન નહોતું. એ તો આજ પણ બેસી રહ્યો હતો દરબારગઢના પોતાના પર્ણકુટી જેવા વેરાન ઓરડામાં માળા ફેરવતો. સવારીનું કામ પાર ઉતારવાની મીઠી અને ભભકાભરી જવાબદારી એના નાનાભાઇને માથે આવી હતી. મોતીયા હાથીને મદ ગળ્યો છે ને એ પાગલ બનીને મહાવતને મારી નાંખીને ભરબજારમાં દોડયો છે, એવા સમાચાર જ્યારે બહાવરા બનેલા ખવાસે રણમલ્લ જામને આપ્યા ત્યારે એ અવધૂત 'હે જોગમાયા' કહીને હાથ જોડીને ઉભો થઇ ગયો. ચાર ચાર પગથિયાં એક સાથે કૂદતો, અકાળ વૃદ્ધ બનેલો જામ નીચે ચોકમાં આવ્યો. ઘોડાંનગારાં એણે નીચે ફેંકી દીધાં. અને એના ઘોડા ઉપર એ ચડી બેઠો. એક ચોપદારના હાથમાંથી ભાલો ખૂંચવી લઇને એ હાથીની પાછળ દોડયો. હાથીએ કરેલી ખુવારી કોઇ ભોમિયાની સહાય વગર એને હાથીનો સંહાર–પથ બતાવતી હતી.

એણે માતંગરાજને વશ બનેલો, પીગળી ગયેલો, પોતાની પાગલતાને માટે જાણે કે ગમગીન ઓશિયાળાપણું અનુભવતો જોયો. થોડા ઉપરથી એ નીચે કૂદ્યો : 'બેટા, મોતી !' અને કંઈ કાળ પહેલાં રોજ રોજ સાંભળેલા એ અવાજને વર્ષોના ગાળા પછી આજ પહેલી વાર સાંભળીને માતંગરાજનું હૈયું જાણે કૂદી ઉઠ્યું : એણે પોતાની લોઢીભીની સુંઢ ઉંચી કરી પોતાના માલિકને સલામ ભરી.

અને પછી તો સેંકડો ખારદારો ને મોખાસદારો સાંકળ અને કડાં લઈ દોડ્યા આવ્યા. હાથીને પગે, સુંઢે, લોખંડના મજબુત બંધો બીડી લીધા. ઘંટ વાગ્યા ને બે પહેલવાન હાથીઓ પણ આવી પહોંચ્યા. પોતાના પાગલ બાંધવોને કબજે રાખવાને જાણે કે જુગજુગના અનુભવે ખાસ પરેશાન બન્યા હોય, એમ બે ય હાથીઓ—માતંગની એક એક બાજુ આપમેળે ગોઠવાઈ ગયા. અને જાણે કે બે દરોગાઓની વચમાં કોઈ તોલદાર બેડીઓના ભારે કચરાતો કેદી પોતાના કેદખાના તરફ જતો હોય, એમ ગાંડો હાથી મજબુત અને થોકબંધ સાંકળોથી બંધાયેલો, બે હાથીઓની વચમાં હાથીખાના તરફ ઘસડાવા લાગ્યો. ને એમને ફરતા સેંકડો ભાલાદારો ગોઠવાઈ ગયા.

હાથીની કમજાગીરી અને સ્વાનગીના પ્રત્યેકે પ્રત્યેક અંગ ઉપર મૂક પરંતુ સચેત નિરીક્ષક તરીકે ઉભા રહેલા રણમલ જામે ચારણ જુવાનને કહ્યું : 'ચારણ તેં તો ખૂબ કરી. કંઈકના જાન તેં આજ બચાવ્યા. પરંતુ તારે આટલી જુવાનીમાં આ જાતનું જોખમ કેમ ઉઠાવવું પડ્યું ?'

ચારણે આંગળી ચીંધી ફકીર અને એના પરિવારને બતાવ્યો : બાપુ, બચાય તો નાસી ગયા પણ આ બિચારો ફકીર ને એની

ઓરત ને એનો પુત્ર નાસી શકે એમ નહોતું, એટલે મને મનમાં થઇ ગયું કે લાવને હાથીને જ રોકું. બાપુ એમાં વિશેષ શું કર્યું છે?'

'તારી હિંમતને ધન્ય છે જુવાન! તને કોઇ મામુલી બક્ષિસ આપીને તારી ઇન્સાનિયતને ખરીદીને, ખોટો યશ હું નહિ મેળવું. તને બક્ષિસ આપી પૈસા વડે તારો દેહ વેચાતો લેવાનું પાપ હું નહિ આચરૂં. તું બહાદુર છો, બહાદુર જ રહેજે. ઇન્સાન છો ને ઇન્સાન તરીકે જ જીવતો રહેજે. મારી તને આશિષ છે. ચારણ તારૂં નામ મને કહેતો જા, ભવિષ્યમાં કાંઇ કામ હોય તો બેલાશક મારી પાસે સીધો ચાલ્યો આવજે.'

જોગી જામની હજુરમાં સીધે સીધા પહોંચવાની મંજૂરી કાંઇ જેવી તેવી વાત નહોતી. ચારણે કુરનશ બજાવી આ મહાન્માનનો સ્વીકાર કર્યો. રણમલ જામ પછી ફકીર તરફ ફર્યો: 'સાંઇ સાહેબ? કયાં રહો છો? આમ કયાંથી આવો છો? દુઃખી દેખાઓ છો. તમારે શું દુઃખ છે?'

ફકીરે આસ્માન સામે નજર કરી. એક ક્ષણ કોઇ મહાતેજ ફકીરના ચહેરા ઉપર બુઝાતા દીપકના મોગરાની જેમ પ્રજવલી ઉઠયું. એ તેજ, એ તેજથી પ્રદીપ્ત થયેલો એ ચહેરો જોઇને રણમલ જામ આતુર આંખે આગળ નમ્યો: 'સાંઇ, બોલો. તમારો અવાજ મારે સાંભળવો છે.'

'મારો અવાજ?' અચાનક પ્રગટેલા ધરતીકંપથી કોઇ માણસ હેબતાઇ જાય એવી દહેશતભરી તાજ્જુબીની સાથે ફકીર સુક્કા અવાજે બોલ્યો: 'યા ખુદા!' ફકીરે પોતાની ઓરત સામે જોયું. પોતાના

અંતરમાં જાગેલી ભીતિના પડછાયા એણે એના પીળા ચહેરા ઉપર ભાળ્યા. વેદનાની આગથી પથરાતા તાપમાં એની મોટી મોટી દેખાતી આંખો જાણે પીગળવા લાગી.

ઓહ ! એ અવાજ ! પોતે એ ક્યાં સાંભળ્યો હતો ? રણમલ જામ નિર્બળ તાજુબીથી બે કદમ આગળ વધ્યો. 'કોણ ? કોણ છો તમે ? તમે સાંઇ તો નથી જ.'

ફકીરે આસ્માન સામે જોયું. ધરતી સામે જોયું. એના મુખમાંથી એક અક્ષર પણ ન નીકળ્યો.

•

એકાએક સુષુપ્ત સ્મૃતિનાં જાણે કે પુર ઉમટયાં. રણમલ જામ એકદમ બોલ્યો : 'સાંઇ ? તમે દિલ્હીના પાદશાહના વડા શાહજાદા દારાશાહને ઓળખો છો ?'

'યા ખુદા !' ફકીર અને એની ઓરત બેય એક સાથે અસહાય અવાજે પૂકારી ઉઠ્યા.

•

'દારાશાહ, સાંઇ સાહેબ, ઇન્કાર કરવાનો કોઇ અર્થ નથી કેમકે તમે જ દારાશાહ છો એ વાત હું જાણું છું. દારાશાહ, એક ફકીરના લેબાસમાં આ નગરમાં દાખલ થતાં તમને જરા સરખોય સંકોચ ન થયો ? દારાશાહ, તમે દિલ્હીના પાદશાહના ફરજંદ, તમારા પિતાને અને અમારે મહોબ્બત, અને દિલ્હીનું તખ્ત નામનું પણ અમારૂં શિરતાજ છે. તમારા અને તમારા સહોદર ઔરંગઝેબના રાજકલહ સાથે મારે નિસ્બત નથી. તમને ફરીને તખ્તનશીન કરવા જેટલી મારી ગુંજાએશ પણ નથી. પરંતુ આ નગરમાં દિલ્હીના

રાજવંશનો નબીરો ફકીરવેશે તો નહિ જ ભટકી શકે. દારાશાહ, હું તમને દિલ્હીના ભાવી તખ્તધારી તરીકે નથી નિમંત્રતો. આફતોથી હેરાન બનેલા એક માનવબંધુ તરીકે હું તમને આમંત્રણ આપું છું. મારા મહેમાન બની જાઓ.'

રણમલ જામે ચારણને ગઢમાં મોકલીને ગાડી મંગાવી. ગાડીમાં એ પોતાના મહેમાનોને લઇ ગયો. દરબારગઢનો એક ભાગ આ બદબખ્ત રાજપરિવાર માટે અલગ પાડી નાંખવામાં આવ્યો.

એક દિવસ ગયો. એક રાત ગઇ અને બીજે દિવસે સવારમાં નગરના ગામઝાપાંમાં મુગલિયો કાસદ દાખલ થયો. એ આવ્યો એવો સીધો દરબારગઢમાં ગયો. મુગલિયા ખાનદાનનો આજ ઘરબાર વગરનો બનીને ભટકતો શાહજાદો નગરના જામના ગઢમાં રાજના પરોણા તરીકે આવી વસ્યો છે એ વાત ગામમાં તો કયારની ય ફેલાઇ ગઇ હતી. ગઇ કાલ સુધી જે પ્રસંગમાં લોકોને જામની મહાભાવના અને શરણાગતના આશ્રયધર્મની વીરભાવના દેખાઇ હતી એમાં આજ ઉતાવળ, અવિચાર અને 'આવ કુહાડા પગ પર'ની બુદ્ધિ દેખાઇ; મુગલિયો કાસદ દરબારગઢમાં ગયો ત્યારે પોતાની પાછળ પગલે પગલે કુતુહલ, ભય જાણે પૂરતો ગયો. જાણે કે કોઇ મહાભુજંગ–ઝેરીલો અને જોરાવર–જતો હોય અને પોતાની પાછળ લીસોટા મૂકતો હોય એમ લોકોએ કાસદને જતો જોયો. અને એની પાછળ પાછળ મુગલીયા સલતનતના લાંબા ને લાંબા બનતા દોર વાટે લોકોએ મુગલ મયુરાસનના કડાકા ભડાકાઓના મુંગા પડઘા સાંભળ્યા.

દરબારગઢમાં પહોંચીને સુબા શાઇસ્તખાનના કાસદ તરીકે એણે જામ સાહેબની મુલાકાત માંગી. થોડીવાર પછી એને જામના ઓરડામાં લઇ જવામાં આવ્યો.

એ ઉજ્જડ ઓરડામાં, એક સાદી લાલ શેતરંજી ઉપર એક પાતળું ગાદલું બિછાવવામાં આવ્યું હતું. એક સાદી ખીતી ઉપર કપડાંની એક જોડ ઝુલતી હતી. ન કોઇ રજવાડી ઠાઠ, ન કોઇ હજુરી, ન કોઇ રંગરાગ; ન કોઇ દોમદોમ સાહ્યબીના દેખાવો કે ન તો કોઇ કંચનીઓના નાચગાન. કંચનીઓ તો ઠીક પણ ગવૈયો યે નહિ! શરાબ તો ઠીક પણ કસુંબો ય નહિ! હજુરીઓ તો ઠીક પણ કોઇ પાસવાનો કે ખવાસો કે નોકરો પણ નહિ! શું આ જ નગરના જામનો મશહૂર ઓરડો! શું આ જ એ અવધૂત જોગી જેવો, પંચકેશની કેશવાળીઓવાળો માણસ એ જ નગરનો જામ! શું આવો જોગટો દિલ્હીના તખ્ત સામે બાથ ભરવાની ખ્વાહેશ રાખે છે? અમદાવાદના સુબાના દરબારમાંથી આવેલા કાસદનું મુખ તિરસ્કારમાં સ્હેજ મરડાયું!

ગાદી ઉપર બેઠો હતો ને કોઇ રાજા કરતાં કોઇ અતીત જેવો દેખાતો હતો, એ ભૂખરી દાઢીવાળો રણમલ જામ. ને એની બાજુમાં સુઘડ વસ્ત્રોમાં જેનો ચહેરો વધારે દુર્બળ, વધારે ઓશિયાળો અને વધારે નૂરહીણો લાગતો હતો એ હતો દારાશાહ.

'બાપુ!' કાસદે દારાશાહ તરફ એક નજર સરખી પણ નાખ્યા વગર જ જામને ઉદ્દેશીને કહ્યું: 'હું આવ્યો છું રાજકોટથી. મામા સાહેબ શાઇસ્તખાન પાસેથી. શહેનશાહ સરકારનો ચોર આપના રાજ્યમાં ભરાયો છે, એનો કબજો માગવા માટે.'

બહુ જ સ્વસ્થતાથી જામે જવાબ દીધો: 'હા, તમને આવ્યા સાંભળ્યા ત્યારથી જ હું જાણું છું તમે શા માટે આંહી આવ્યા છો તે. લાંબી વાતો કરવાની મને આદત નથી. દારાશાહ તો આંહી જ બેઠા છે એટલે એમના વિષે અજ્ઞાન બતાવવું પણ નકામું

છે, ને આંહી એ હાજર ન હોત તો પણ હું એવું અજ્ઞાન ન બતાવું. એ આંહી છે, ને આંહી રહેશે.'

'એટલે આપ એમનો કબજો નહિ સોંપો ?'

'એ આંહી જ રહે, હું એમના વતી હામી થાઉં કે એ આંહી રહીને કાંઇ પણ પ્રવૃત્તિ નહિ કરે. હું તમને મારો કોલ આપું કે એને હું કોઇ સલ્તનત-વિરોધી પ્રવૃત્તિમાં સાથ નહિ પૂરૂં. પછી એના કબજાની તમારે શી જરૂર છે ? તમે એમ જ માનો કે તમારા વતી હું એને સાચવું છું.'

'મને તો એવી આજ્ઞા છે કે મારે આપને શહેનશાહી આજ્ઞા પહોંચાડવી કે આપે અમારા ચોરને સુબા સાહેબની રાજકોટની છાવણીમાં સોંપી જવો અથવા સુપ્રત કરવાની તજવીજ કરવી.'

'અને એમ ન બની શકે તો ?'

'તો-તો સુબાની ચડાઇ માટે આપે તૈયાર રહેવું. નગરની ગાદી અને જીંદગી બેયનાં જોખમો વહોરવાની તૈયારી કરવી.'

'બહુ સારૂં. તમે સુબાને જઇને કહેજો, કે રણમલજામ દારાશાહની સોંપણી નહિ કરી શકે.'

'એમ ? એક ભટકતા, નાસતા ફરતા બંડખોરને માટે આપ પણ આપની ગાદી અને જાન જોખમમાં મૂકો છો ?'

'કાસદ !' રણમલ જામે સહેજ હસીને કહ્યું : 'મારી નગરની ગાદી દિલ્હી જેવડી મોટી નથી કે એને જાળવી રાખવાને માટે મારે દગો કરવો પડે. મારા તાજમાં કાંઇ કોહીનુરના બોજ

કે મયુરાસનનો ભાર નથી કે જે મને પાતાળમાં ચાંપી નાંખે. ને જાન તો કોના અમર રહ્યા છે? મૃત્યુ! મૃત્યુને તો હું આજ વીસ વરસથી ઝંખું છું.'

'બસ, તો પછી વિશેષ મારે કાંઇ કહેવાનું નથી. આપની ઉપર અચાનક હુમલો કર્યાનો અમારા ઉપર દોષ ના ઢોળશો. સુબાસાહેબ રાજકોટ જ છે. મારી મારફત આપનો ઉત્તર સાંભળી આ તરફ આવવાને રવાના થશે. ને–ને–એમની સાથે સૈન્ય પણ છે.'

'બહુ સારૂં. મારી પાસે પણ છે.' રણમલ જામે સ્વસ્થ જવાબ આપ્યો.

'અને દારાશાહ!' કાસદ પહેલી જ વાર દારાશાહ સામે જોઇને બોલ્યો: 'આપ પણ આ વસ્તુસ્થિતિ સ્વીકારી લેવા તૈયાર છો?'

એ હતભાગી રાજપુત્રના દિલમાં આ સવાલે ઉલ્કાપાત મચાવ્યો. વેદના, મનદુઃખ વગેરેના ઉંડા અતલ કુવામાં જાણે પત્થર પડ્યો હોય એમ આ સીધા સવાલે એના હૈયામાં કંઇ કંઇ વમળો પેદા કર્યાં.

આગ્રાના કિલ્લામાં એણે જાણે કે શહેનશાહ શાહજહાનને ઉભેલો જોયો. સોનાની મુઠવાળી એ જુની સીસમની લાકડી ઉપર પોતાના હાથોથી પોતાની આખી કાયાને ટેકવીને ઉભેલો, પોતાના કુટુંબના સર્વનાશના પુરોગામી પડધા જાણે કે એના સરવા કાનમાં ગાજે છે. વૃદ્ધ પિતા ઉભો રહે છે, એની આંખમાંથી આંસુનું બિન્દુ પોતાની જુવાની ઉપર પડે છે ને પછી જાણે કે એ વિલાસી વૃદ્ધત્વના ઝેરથી એની આખી યે જુવાન જીંદગાની ખારી ઝેર બનતી એને દેખાય છે.

એ હતો દિલ્હીનો વારસ, પાદશાહનો વડો અને લાડીલો શાહજાદો. ઔરંગઝેબની યુક્તિ, ભેદશક્તિ અને એના રણપાંડિત્યમાં સત્તા, શોખ, ઇલ્મ અને ઉદારતાનો એનો આખો વારસો ખાક થઇ ગયો. પિતાની માંદગીમાં જે તાજ એના માથા ઉપર વિહાર કરતું એણે જોયું હતું એ તાજનાં ખંડિયેરોમાં આજ એની શાહજાદા તરીકેની કારકીર્દિ દટાઇ ગઇ હતી અને ખંડિયેરમાંથી કોઇ કાળદૂત જેવું લોહીતરસ્યું ભૂત જાણે કે એ કંગાળ માનવીનો કોળિયો કરી જવાને માટે એની પાછળ શિકારી આગ્રહથી પડયું હતું.

કયાં કયાં એ ભમ્યો હતો ? ઓહ ! કેવા કેવા મુલકના પહાડોમાં અને જંગલોમાં, નદીઓની કોતરોમાં અને ડુંગરાઓની ઝાડીમાં એ પોતાની ઓરત અને એક પુત્રને લઇને ભમ્યો હતો ! ન કોઇએ એને આંગણે ઉભવા દીધો ! ન કોઇએ એને પાણીનું ટીપું પાયું. ને આજ એ ઘરબાર વગર, અન્ન વગર, વસ્ત્રો વગર ધરતીના પટપટમાં ભમતો હતો—આથડતો જ હતો. ને મણિવિહોણા બનેલા અમર અશ્વત્થામાની માફક એને કયાંય જંપ નહોતો મળતો.

શું પોતાનું મૃત્યુ કોઇ કારમા સંયોગોમાં જ આલેખાયું હશે ? નહિતર આટઆટલી ભીષણ યાતનાઓ એનો ફુલદેહ જીરવી કેમ શકે ? રજપૂતોની રજપૂતાઇ વિષે એણે ખૂબખૂબ સાંભળ્યું હતું ને અનેક રજપૂત રાજાઓનો એ મિત્ર હતો ! છતાં એ એક વારની આલમ મશહૂર એ સૂર્યચંદ્રવંશી હિન્દુ જવાંમર્દી આજ ગ્રહણ જેવા પોતાને, એમના રાજ્યો ઉપર કલંકના કાળ-છાયા નાખતો એમ ને એમ ભૂખ્યોતરસ્યો કેમ જવા દે ? ખરે જ મોગલ સંધ્યા આવી ચૂકી હતી. ને સાથોસાથ રજપૂતવટના ચંદ્રનાં તેજ પણ ઝાંખા પડયાં. એ સંધ્યા અને એ ચંદ્ર બેયના

શુક્ર પોકારૂં છું. હવે મને મરવામાં કાંઇ ન્હાનમ નથી. મને જવા ઘો.

'દારાશાહ, તમે ન જઇ શકો. તમારા આવવાથી મારા ઉપર આફત આવે છે એ ભયથી તમે જાઓ એ વાત અમે હરગીઝ ન મંજૂર રાખીયે. અમારી મહેમાનગતિ અને અમારા સત્કાર ઉપર તમે આવા કલંક નાંખી શકશો નહિ. તમો માનો છો મૃત્યુ અનિવાર્ય છે, હું ય એમ માનું છું. તો જીવાય તેટલો વખત મરદની મોજમાં કાં ન જીવવું? તમે આંહીં જ રહો.'

એ જવાબ લઇને કાસદ સુબાની રાજકોટની છાવણી તરફ વિદાય થયો અને નગરના જામે લડાયક તજવીજો કરી. ત્રીજે દિવસે તો સમાચાર મળ્યા કે સુબાની ફોજ નગરને ભાંગવાને અને દારાશાહને ગિરફતાર કરવા રાજકોટથી રવાના થઇ ચૂકી છે.

એ સમાચાર રણમલ જામને મળ્યા. અને આ જોગી જામને પોતાને મોત ભેટવા આવતું હોય એમ દેખાયું. એક ક્ષણ એ મૂક બેઠો રહ્યો. એની આંખો આવતાં મોતના માપ કાઢવા તૈયાર બની ગઇ. ત્રિભુવન ભરતી એણે કાળની વિરાટ મૂર્તિ જોઇ. ને જાણે કે એના દાહતાં તેજથી એની આંખો વિંચાઇ ગઇ. મૃત્યુની મૂર્તિને એણે ધીમે ધીમે પોતાના વિકરાળ વાઘા ઉતારતી જોઇ. ધીમે ધીમે જેમ જેમ એનાં એક પછી એક કારમાં ચીર ઉતરતાં ગયાં તેમ તેમ એ મૂર્તિ નાની અને નાની બનતી ગઇ. આખરે મૃત્યુની મૂર્તિમાં એણે માનવીની પ્રતિમા જોઇ—જાણે કે ઘુંઘટના અંધાર પડદા દૂર કરતી કોઇ જોબનવંતી યુવતી એની સામે ઉભી હોય. રણમલ જામને અંગેઅંગ પરસેવો વળી ગયો:
'મા જોગમાયા!'

નગરનો આ જોગી જામ સદાકાળ જોગી ન હતો. સદાકાળ ત્યાગી નહોતો. એક કાળ એવો હતો કે જ્યારે રણમલ જામની રાજસી જુવાની ફાટફાટ થતી, ને એ જુવાનીના કાળા ઓળાથી ગમે ત્યારે અભડાઈ જવાની નગરની નારી માત્રને હેબત રહેતી. એવા તોફાની કાળે રણમલ જામે કંઈક પાપો આચરેલાં. કંઈક અબળાઓના કારમા પોકારો એના કામ–સંગીત સમા એણે હસતે મુખે સાંભળ્યા હતાં. એનું છેલ્લું પાપ હતું એક બ્રાહ્મણની કુમારી કન્યા ઉપર બલાત્કાર કરવાનું. બ્રાહ્મણે રણમલ જામને કારમો બોધપાઠ શીખવ્યો હતો અને પછી તો વળતા દિવસથી એનાં જીવનનાં વહેન ફરી ગયાં હતાં. પછી તો રણમલ જામે વિલાસોને જાણે કે ફેંકી દીધા હતાં. દમામ અને વૈભવનો ત્યાગ કર્યો હતા. કોઈપણ સ્ત્રીનું મુખ ન જોવાની એણે ભીષ્મ પ્રતિજ્ઞા લીધી હતી. વીસ વીસ વર્ષ થયા જામે એક પણ સ્ત્રીનું મુખ સરખું પણ જોયું નહોતું. જોગી જામે જાણે કે જૂના રણમલને સદંતર ભૂલાવી દીધો હતો. પરંતુ જૂનાં પાપો આજ જાગતાં હતાં. જોગી જીવન જીવવા માત્રથી જ ભૂતકાળ ભૂંસી નાંખવાની ભાવના સેવતા રણમલ જામને આ જૂની યાદગીરીઓએ મૂંઝવી નાંખ્યો: 'ઓહ, એ ભૂતકાળ? શું કોઈ રીતે યે મારી આંખો આગળથી નહિ ખસે? ઓહ, શું એ જૂનાં પાપોનિજરો સદાકાળ મારી ચોકીદારી રાખશે? બિચારો દારા-શાહ! એ નાસવા મથે છે માત્ર એક વર્ષથી દિલ્હીના શહેનશાહથી. એને બિચારાને ખબર છે કે હું વીસ વીસ વરસથી ભૂતકાળથી દૂર ને દૂર નાસવા મથું છું, ને જેમ જેમ દૂર દૂર નાસું છું એમ એમ એ મારા પડછાયા જેવો બનીને મારી પાછળ અને પાછળ આવે છે? ખેર!'

થોડીવાર રહીને રણમલ જામ બોલ્યો: 'હશે. ઈશ્વરની એટલી

કૃપા છે કે એમણે મારા ઉત્તર જીવનને પણ લક્ષમાં લીધું. કંઇક ઓરતોને મેં હલાલ ગણી અને કરી. આજ એક ઓરતનો જાન બચાવવા ખાતર જ મારો જાન જવાનો અવસર આવ્યો છે. ઇશ્વર, તારી એ મારા ઉપર અગાધ દયા છે. હું હવે વિશુદ્ધ બનીને તારા કદમમાં આવીશ.'

એક ક્ષણ રણમલ જામ ઉભો થઇને આસ્માન સામે તાકી રહ્યો. આસ્માનમાં એ કાંઇક જોતો હોય, લખાયેલું વાંચતો હોય, એમ એના હોઠ ફફડ્યા.

એકાએક ઉંડી વિમાસણ એના વદન ઉપર છવાઇ ગઇ:

'પણ–પણ–પણ હું કયાં ઘસડાઉં છું? પાપ મારૂં ધોવાય અને પાયમાલી આખા દેશની. સુબાનાં સૈન્ય આવશે, નગર ભાંગશે. લોકો લૂંટાશે. કંઇક ઓરતોની હશ્મત લૂંટાશે. કોના ખાતર? મારા એક પાપને ધોવા ખાતર? કે દારાશાહને ખાતર?

દારાશાહને ખાતર? જે માનવીની પડખે એના મિત્રો અને સંબંધીઓ પણ ઉભા નથી રહ્યા, તેને ખાતર? જે શાહજાદાને પડખે એના એકવારના આશ્રિતો અને હજુરીઓ ઉભા નથી રહ્યા, તે શાહજાદાને ખાતર? જેને કોઇ જ કરતાં કોઇ રાજવી પોતાને આંગણે ઉભવા નથી દેતું, એને ખાતર?'

ઓહ! ધર્માંધતા અને કુરાનની તલ્વાર આજ કેવા ઉમદા ભોગ લેતી હતી! મહમદ કાસમ અને મહમદ ગીઝની, શાહબુદ્દીન ઘોરી અને અલાઉદ્દીન ખીલજી, મિયાં દોપ્યાજ અને કંઇક ધર્માંધ કાજીઓએ આચરેલા અત્યાચારો, આજ પૃથ્વીના પેટાળમાંથી ભૂતા-

કરસન એક ક્ષણ નિર્ભેળ તાજુબીથી જામને જોઇ રહ્યો ! રણમલ જામ રણવાસમાં ! વીસ વીસ વર્ષથી ભૂંસાઇ ગયેલાં પગલાં આજ એ પાછાં પકડવા માગે છે ? ચોપદારની તાજુબી ઉપર ફિક્કું હાસ્ય કરતા રણમલ જામે ફરીને કહ્યું : 'જા, કરસન, ઉતાવળ કર; મારે હજી બીજાં બહુ કામ છે.'

રણવાસમાં તો જાણે કે કોઇ મહા વા વંટોળ ઉપડયો. વીસ વીસ વરસે રણવાસની પાંજરે પડેલી પંખીનીઓનો માલિક પોતાના શરીર કેદીઓને જોવા, એમની સાથે વાતો કરવા આવતો હતો. પણ અલ્યા કરશન, તેં જરા વેળાસર ચેતવણી કાં ન આપી ? આ પંખીનીઓને એમનાં પીછાં સમારીને સાફ કરવા જેટલી તક તો તારે આપવી હતી ? હવે તો શણગાર સજવાની વેળા ન હોતી. નગરનો નાથ રણવાસમાં આવવાને માટે ગઢમાંથી નીકળી ચૂકયો હતો. દરબારગઢને પાછલે દરવાજેથી એ આવાસમાં આવવાનો હતો. રણવાસનો મોખરાનો ભાગ–રાજગઢ અને રણવાસ વચ્ચેના સીધા અંદરોઅંદરના સંબંધ જાળવતો દરવાજો–તો રણમલ જામે કયારનોયઁ ચણાવી લીધો હતો. હવે તો દરબારગઢમાંથી રણવાસમાં કોઇને આવવું હોય તો ગઢના મુખ્ય દરવાજામાંથી બહાર નીકળીને ખવાસ ચોકમાં થઇને ગઢના પાછલા દરવાજામાંથી જ જઇ શકાતું. ને એ રાહે રણવાસમાં જવાને રણમલ જામ રવાના થે થઇ ચૂકયો હતો.

રાણીઓના હૈયાનાં ફફડાટ પૂરા શમે તે પહેલાં તો જામ રણવાસમાં દાખલ થઇ ગયો. દાદર ચડીને મોટી પરસાળમાં તે આવ્યો. એ પરસાળમાં રાણીઓના ઓરડાઓ પડતા હતા. પરસાળમાં એ બેઠો રહ્યો અને ત્યાં એણે પોતાની સાત રાજરાણીઓને

બોલાવી : રાણીઓ–અકાળ વૃદ્ધ, પતિ ત્યાગે અસહાય અને ચિંતાતુર દેખાતી–આવીને રણમલ જામની સામે બેઠી. જેમના સંગમાં એક વાર જામે રંગભીની મોજો માણી હતી, જેમના હૈયાં અને હાથો ઉપર એણે લાંબા લાંબા હિંચોળા લીધા હતા, એવી પોતાની લગ્નપત્નિઓને જામ જોઇ રહ્યો. 'મને તો સંસાર તરફ સૂગ આવી. પણ આમનો શો દોષ?' એના અંતરમાં વિષાદ થયો.

હૈયું સખ્ત કરીને જામ બહારથી દેખાઇ આવતા સ્વસ્થ અવાજે બોલ્યો : 'આજ હું તમારી પાસે આવ્યો છું કેમકે આજે એક મહા પ્રસંગ ઉભો થયો છે. એક ઓરત અને એના ખાવિન્દ તેમજ પુત્રનાં જાનનાં રખવાળાંની જવાબદારી આપણે માથે આવીને ઉભી થઇ છે. હું જઇશ દુશ્મનોની સામે. પણ તમે પાછળ શું કરશો?'

'સતી થઇશું.'

'સતી થશો? કોની–મારી પાછળ? શા માટે?'

'કેમ પત્ની વળી પતિ પાછળ શા માટે સંચરતી હશે? જગતમાં અમારૂં નામ અમર રહી જશે.'

કાળજૂને ચીલે ચાલીને કોનાં નામ અમર રહ્યાં છે તે તમારાં નામ અમર રહેશે? રજપૂતાણીઓ સતી થવાનું શીખી ત્યારથી તે આજ સુધી કેટકેટલી સતીઓ થઇ હશે ને કેટકેટલી એ જોહરનાં અગ્નિસ્નાન કર્યાં હશે? આમાંથી તમને કેટલીનાં નામ યાદ આવે છે? કેટલીનાં નામ તમે સાંભળ્યાં છે?'

'અમે સતી ન થઇએ તો શું કરીએ?'

'જીવીને સાચો સ્ત્રી ધર્મ બજાવો. તમે સતીઓ થવા તૈયાર છો. વીસ વીસ વર્ષના મારા સંગત્યાગ છતાં પણ તમે મારી પાછળ સંચરવા માગો છો, કેમકે એ રીતના ચીલા પડયા છે. હું તમને એમ કહું છું કે એમાં હવે જૂની રૂઢિ સિવાય કશોય અર્થ નથી રહ્યો. એ રસ્તે જવાને બદલે જે ઓરતને માટે આજ મારો જાન હું સોંઘો કરવાનો છું તેને ઉગારવામાં, કોઇ સલામત સ્થળે પહોં-ચાડવામાં, તમે પણ તમારો ભાગ ભજવો.'

'અમે સ્ત્રીઓ કયાં જઇએ ? શું કરીયે ?'

'આજ દિવસ સુધી આ રણવાસમાં શું બને છે એની મે પરવા નથી કરી. હું બરાબર જાણું છું– સ્વાનુભાવે સમજું છું કે કોઇ ભીષણ અનુભવ વગર કોઇ પણ માનવી પોતાની વાસનાઓને કબજે રાખી જ શકે નહિ. માત્ર એના ઉપર કેટલી મર્યાદા રહે છે, એ સંયોગો અને પ્રતિકૂળતા ઉપર આધાર રાખે છે. મારી એક રાણીએ બનાવટી બાળક ઉભો કર્યો. હું વચમાં પડયો. એટલા માટે કે મારી જે ઓલાદનું ખુન્દેખુન્દ આ ધરતી ઉપરથી મારે ભૂંસી નાંખવું છે, એ ઓલાદને જૂઠી લોકલાજના પડદા પાછળ જાગતી રાખવાનો નીચ પ્રયાસ એ રાણીએ કર્યો હતો. જ્યાં સુધી મારા નામ ઉપર કોઇ બાળક ચડાવવામાં ન આવે, ત્યાં સુધી મારે દરમિયાનગીરી કરવાની જરૂરત નહોતી. પારકી નારીઓની પાછળ એકવાર પાગલ બનનાર હું મારી પરણેતરોને પારકાની પાછળ પાગલ બનીને ભમતી જોવામાં મારા ઘોર પાપોનું પ્રાય-શ્ચિત્ત વાંચતો હતો. તમે રજપૂતાણીઓ છો. આજ દિવસ સુધી આ રણવાસમાં તમે હવસખોરી જ દાખવી છે. આજ બતાવો કે તમારામાં સાચું ખમીર કેટલું છે.'

રણમલ જામનો એકેએક શબ્દ રાણીઓ ઉપર કઠોર આઘાત કરતો હતો. પહેલા ફટકાથી જેમ કોઇનું મુખ લાલચોળ બને, ક્રોધી બને, એમ આરંભમાં રજપૂતાણીઓના ચહેરા ઉપર જાણે કે સીંદૂર ઢોળાયાં. આથમતા સૂર્ય જેવાં એમનાં મુખો જાણે કે પ્રજ્વલી ઉઠ્યાં. પરંતુ ફટકાઓની પરંપરા એ તમામ લાલાશને બુઝાવી દઇ કોઇ માનવીને બેભાન બનાવી ધે, એમ રજપૂતાણીઓનાં મુખો પછી નૂરવિહોણાં બની ગયાં. રણમલ જામે શુષ્ક હાસ્ય કરીને કહ્યું : 'મને પોતાને એનાથી નથી હરખ કે નથી શોક. હું તો માત્ર તમને સાચી માનવતા બતાવવાની તક આપું છું. બાકી મારી પાછળ સતી થવાથી, જગત પણ એમ નથી માનવાનું કે તમને સૌને મારા પ્રત્યે આવેશભર્યો પ્રેમ હતો.

અવધૂત જોગી જામની પત્નીઓ એકબીજી સામે જોઇ રહી. એકબીજીનાં અંતર જાણે માપવા લાગી. નિરૂત્તર રાજરાણીઓ મ્લાન વદને નીચે જોઇ રહી.

'બસ ને ?' રણમલ જામના ચહેરા ઉપર આછું હાસ્ય છવાયું. એ હાસ્યમાં શું હતું ? પોતે માનેલી વાતની પ્રતીતિ હતી ? તિરસ્કાર હતો ? શું હતું ?'

'બસ રાજરાણીઓ ! તમે તો સતીઓ થઇ જાણો. લોકોની જીભ ઉપર કે હથેલીમાં નાચી શકો. હવે-હવે—આપણામાં પાણી નથી રહ્યું. એટલે જ હું મા જોગમાયા ને મા આશાપુરાને અહોનિશ યાચું છું કે મારાં પ્રાયશ્ચિત્ત જો તમને મંજૂર હોય તો, મારા વંશનું નખ્ખોદ વાળજો મૈયા.'

સોઢી રાણીની પાછળ એની માનિતી દાસી બેઠી હતી

મુથા. નામ તો અસલ કોણ જાણે શું હશે, પરંતુ જીહ્વાપરંપરાએ મુથા નામ ચાલ્યું આવે છે. જુવાન હતી, કોઇ સોળ વર્ષની ભરાઉદાર માંસલ તાકાત એના મુખ ઉપર ને અંગે અંગમાં ફાટતી હતી. એ ઉભી થઇ. હાથ જોડીને માથું નમાવીને બોલી :

'બાપુ, શા માટે આવાં વસમાં વેણ કાઢો છો ? હુકમ કરો.'

'કોણ છો તું ? તું આ રણવાસમાં ક્યાંથી આવી ?'

'હું સોઢી રાણીની વડારણ છું.'

'એમ ? તને હજી આ હવામહેલના નશા નથી ચડ્યા લાગતા. તું શું કરીશ ?'

'જોગી બાપુના આશિષ હોય, એમની આજ્ઞા હોય તો એમના બોલ હું પાળીશ.'

'ભલે. છોકરી તારામાં તાકાત હોય તો દારાશાહ, એમની ઓરત નદીરાબાનુ અને એમના પુત્રને તું કોઇ સલામત સ્થળે લઇ જા.'

'બહુ સારૂં બાપુ, કચ્છમાં લઇ જાઉં ?'

'હા. રા' ભારાને મારા નામથી કહેજે કે સોરઠની આબરૂ આજ તમને ભળાવી છે.'

'આજ્ઞા બાપુ, હવે આપ સુખેથી સિધાવો.'

જોગી ઉભો થયો. કોઇ અગમ્ય મંથનથી એની પંચકેશવાળી જાણે કે કંપી રહી. મુથાના મસ્તક ઉપર પોતાનો કંપતો હાથ

મૂકીને એ બોલ્યો, 'છોકરી, જા, મા આશાપુરા તને ફત્તેહ આપો. અને છોકરી !'

રણમલ જામના કંપતા અવાજને સાંભળી થડકતી સુથાએ કહ્યું: 'બાપુ !'

'છોકરી, તારા જેવી છોકરીઓ રાજાઓના રણવાસ માટે નથી સરજાઈ. છોકરી, તારે તારા જેવી ઓલાદ પેદા કરવી હોય તો રાજાઓના રણવાસથી સદા દૂર રહેજે.'

કઈ ઉંડી વેદના માનવીને સ્ત્રીઓને આવી શિખામણો આપવા પ્રેરતી હશે? રણમલ જામ એક શબ્દ બોલ્યા વગર પાછો ફરી ગયો.

અને બે પહોર પછી સુથા એક નાનો મછવો કરીને રોઝી બંદરથી રવાના થતી હતી. એની સાથે દારાશાહ અને એનો પરિવાર પણ પરિયાણ કરતો હતો. મછવો સામા પવનમાં વહેતો થયો ને ઉતરતી વેળા એને બરાબર ઝાલીને કોઈ માતા પોતાના બાળકને હાલરડે હીંચોળે એમ હીંચોળવા માંડ્યો. દારાશાહે પાછળ અને પાછળ ખસતાં બંદર ઉપર છેલ્લી નજર નાખી. એણે એક નાના ટેકરા ઉપર મછવાને એકીટસે જોઈ રહેલા રણમલ જામને ઉભેલો જોયો.

મછવો દેખાતો બંધ થયો અને રણમલ જામે કહ્યું: 'હવે એ કચ્છ પહોંચશે. બાનુ નદીરા! કચ્છને કાંઠે ઉતરીને ઉપકારનો એક માત્ર હરફ મારા વતી તારા ખુદાને સંભળાવજે.'

રણમલ જામ ઘોડા ઉપર બેસીને પાછો ફર્યો. ગઢમાં આવીને ચોપદારો મારફત એણે પોતાના ભાયાતો, ગામના શેઠિયાઓ અને પોતાના નાના ભાઇ રાયસેનને તેડાવી મંગાવ્યા. આવનારા બધાય આવી ગયા એટલે રણમલ જામે કહ્યું:

'આજથી નગરનું તખ્ત મારા નાના ભાઇ રાયસેનને હું સુપ્રત કરું છું. હું જાઉં છું લડવા માટે, મોગલો સામે. મારી પાછળ મારો વારસ એ જ છે એને આ તખ્ત સોંપું છું. હવે અત્યારથી જ એ તમારો જામ છે.'

રાયસેન ઉભો થયો. 'બાપુ, એમ તે બને? હું ય આવું છું તમારી સાથે લડવાને.'

રણમલ જામના ચહેરા ઉપર અપાર્થિવ હાસ્ય તરવરી ઉઠ્યું: 'બાપુ, બેટા, લડાઇ મારી એકની અને સુબાની વચમાં છે. શા માટે આ આખા મુલકને લડાઇમાં હોમીને એના ઉપર સર્વનાશ નોતરવો જોઇએ?'

'પણ ગાદીની આબરૂ?'

'બેટા, આવી ભાવનાથી ભવિષ્યમાં રાજ ન કરતો. ગાદીની આબરૂ લોકો જાળવે. લોકોની આમન્યા ગાદી જાળવે. આપણા અંગત કજીયા ગાદી ઉપર ન લાદવા. આ યુદ્ધ તો ઇશ્વરનો સંકેત છે. એણે જ મારા પ્રાયશ્ચિત્ત સામે જોયું છે. આ કજીયો નથી દિલ્હીની ગાદીનો. એ ય પણ ગાદી ઉપર ચડી બેસવા માટે ભાઇઓ વચ્ચેનો કજીયો છે. આ કજીયો નથી

નગરની ગાદીનો. એક પાકદામન ઓરતની અંતરની આશિસ મેળવવા મેં જાતે વહોરેલી આ ઉપાધિ છે. આમાં નગરને સંડોવવાથી શું હાંસલ છે?'

અને કોઈને ય સાથે લીધા વગર રણમલ જામ એકલો ચાલી નીકળ્યો. ન એણે કોઈને સાથે લીધા, ન એણે કોઈ યુદ્ધના સાજ સજ્યા. એ ચાલ્યો, એકલો. એક ઘોડા ઉપર સવાર થઈને. મોગલ સેનાનો સામનો કરવા.

શેખકોટથી થોડે દૂર એક સાંકડી નેળમાં તે ઉભો રહ્યો. દૂરથી એણે મોગલની સેનાને મેઘાડંબરના શિખર ઉપર શિખર ચડતાં હોય એમ ધરતીને છાઇ દેતી જોઇ.

નાળના મુખ આગળ તે એકલો ઉભો રહ્યો. અને મોગલ સેનાના મોખરા સાથે એણે કારમાં જુદ્ધ આદર્યાં. એક નાની શમશેરથી એણે કંઇકને સૂવારી દીધા. એનું અંગેઅંગ ઘાવોથી વેતરાઇ ગયું હતું.

એના અંગમાં સંહારક ઉન્માદ ધણધણી ઉઠ્યો. 'જે જોગમાયા, જે જોગમાયા!' એણે રણના લલકાર દીધા.

લોહીના પડદાઓની પાછળ એની આંખ આગળ લાલપીળા તારાઓ નાચવા લાગ્યા. એ લાલ અને લીલાં તેજમાંથી એણે એક મૂર્તિ ઘડાતી જોઇ, ને એનો આખોય દેહ એ મૂર્તિ જોઇ ગર્જી ઉઠ્યો. 'મા જોગમાયા, મા જોગમાયા!' પ્રાયશ્ચિત્ત પહોંચ્યાનો એક કોલ હે.'

અને જાણે કે એ હવાઇ આકારે એના ઉપર પુષ્પો વેર્યા. આંડયાં. જોગીદાસ માથું નમાવીને ઊભો રહ્યો : 'હે મા, તારી દયા. તારા ફૂલોથી આજ મારાં પાપને મા દાટી દે.'

—અને માથે પડતી શમશેરોના ઘાવોથી રણમલ જામ હણાઇને ભોંય પર પડ્યે.

# ૫ : બહારવટિયો

'તો હવે આ પગ તમારે ત્યાં આવીને અટકે છે.' માંડવીના કામદાર હંસરાજ શાહે કહ્યું : 'ઠેઠ માંડવીથી પગ પકડાયો છે, ને આંહી સુધી વગર અટક્યે આવ્યો છે.'

'સાચી વાત છે. આ આપણી આવરદા પૂરી થવા આવી, પણ આવો ચોક્ખો પગ તો મેં કદિ નથી જોયો.' પગીએ ઉમેર્યું.

'પણ બાપ,' સીસમમાંથી ભીમની મૂર્તિ જાણે ઘડી હોય એવા બળવંતા મિયાણાએ કહ્યું : 'અમારામાંથી કોઇ આવો કાળો કામો ન કરે. અરે, અમારો તે કાંઇ દિ' ફર્યો છે કે અમે ઠાકરના મંદિરને લૂંટીએ? કામદાર, આમારે ય ઇમાન છે ને આમારે ય અલ્લાહ છે. અમે કોઇના ઠાકર કે મંદિર ઉપર હાથ ન નાંખીએ.'

'એ તો તમે કહો છો એટલે માનીએ.' કામદાર સહેજ તિરસ્કારમાં વેણ બોલ્યો. 'બાકી પગ તો આંહી આવ્યો, ને અમે પારખતા આવ્યા છીએ.'

'કામદાર,' મિયાણો બોલ્યો : એના અવાજમાં આછેરી આતુરતા હતી. 'આવડા મોટા થયા, તોય હજી મિંયાણાને ન પારખ્યા?

અમે મહાજનની મિલ્કત ન લૂંટીયે, દેવ ઠાકરને ન લૂંટીએ. અમે લૂંટીએ એક રાજને. રાજ ક્યાં રાંડીરાંડ છે? બીજા ઉપર અમારી નજર ન હોય. માટે આ ખોટો વિચાર હવે મૂકી દે.

'ખોટો કે સાચો. આ પગ.' કામદારે વાતના પગ જાણે કે પકડી રાખ્યા.

'કામદાર, હું તને ઇમાનના કસમ ખાઇને કહું છું કે અમારું ગામ આમાં ન હોય. માની જા, બીજે તપાસ કરી લે. આમાંથી પરિણામ સારું નહિ આવે હો!'

કામદારની આંખમાં સત્તા અને તાકાતના નશા ઘેરાયા. માથું ઉંચું કરી એ તીખા અવાજે બોલ્યો: 'તે શું કાંઇ કચ્છનો ધણી કોઇ બ્રાહ્મણ વાણિયો કે લોટમગો દીકો, કે ડરી જશે? માંડવીનાં મહાજને શું કાંઇ ચુડીઓ પહેરી છે કે એના દેવમંદિરની લૂંટ તને પચવા દે? મિયાણા, કાઢી નાંખ જે હોય તેટલો માલ, ને ચોર અમને સોંપી દે.'

'બાપા, મહાજનનું કામ છે. દેવઠાકરનું કામ છે. એટલે હું સાંખી રહ્યો છું. હજી તને કહું છું કે અમે તારા ચોર નથી. અમારામાંથી કોઇ માંડવીનું ચોર નથી.'

'તે આ પગ સાચો કે તારી જીભ?' કામદારે હસીને કહ્યું.

મિયાણો પગી સામે જોઇ રહ્યો. પગી દુબળો પાતળો માણસ હતો. મિયાણો હસીને બોલ્યો: 'કામદાર, આ પગી પારખે છે એ તને ખબર પડે કે નહિ?'

'મને ખબર પડે ? પગ પારખવાનું કામ પગીનું છે, પગી ચાલે એની પાછળ અમારે ચાલવાનું. પગ પારખવાનો તો એનો બાપદાદાનો ધંધો છે.'

'એટલે કે પગી ગપ મારે તો ય તમે પગીની પાછળ પાછળ ચાલ્યા જાઓ. આ તો પગી ચાલ્યો ને તું ય પાછળ પાછળ' ચાલ્યો. બાવો નાચ્યો ને બોડકી ય નાચી. હવે તો જોઇ લે. આ તારો પગી ને હું મિયાણો. અમને બેયને જોઇ લે. માણસ પરખતાં આવડતું હોય તો જરાક વિચાર કરી લે કે એની આંખ સાચી છે, કે મારી જીભ સાચી છે.'

'મને તો પગ સાચો લાગે છે.'

મિયાણાએ જોયું કે રાજના આ મિજાજી નોકર સાથે જીભતોડ કરવામાં સાર નથી. પહેલવાન મિયાણો અદબ વાળીને ઉભો રહ્યો : 'અમારા ગામમાં તારો ચોર નથી. અમારા ગામમાં તારી ચોરીનો માલ નથી. આ તને આખરની વાત કરી દીધી. હવે બાપ, તારે કરવું હોય તે કર.' મિયાણો પાદરથી પાછો ફરી ગયો. કામદાર મિયાણાના આવા સ્વમાની આખરીનામા માટે તૈયાર નહોતો. એને આ મિયાણો ઉદ્ધત અને ચોર જેવો મેલો લાગ્યો. સત્તાના તોરીલા અવાજે એણે મિયાણાની પીઠ પાછળ બૂમ પાડીઃ 'તો ગામને દાગી દેશું.'

માંડવીમાં મહાજનનો વસીલો મોટો હતો અને શહેરનો અર્ધો રાજકારભાર મહાજનના હાથમાં હતો. અસલથી માંડવીનું મહાજન કચ્છ રાજ્યમાં પ્રતિષ્ઠા ભોગવતું આવ્યું છે. મહાજનની સંમતિ વગર ત્યાં કામદાર નિમાય નહિ. મહાજન કરી શકે એટલો

વહિવટ રાજ્ય તરફથી કરાય જ નહિ, ગામમાં કોઇ હિંસા થાય નહિ, માંડવીના મહાજનના જૈન અને વૈષ્ણવી ખ્યાલોને જરા સરખો ય આઘાત પહોંચે એવી સજા કોઇને થાય નહિ, માંડવીમાં કોઇને ફાંસી ન દેવાય. આ અને આવા અણલખ્યાં અધિકારો કંઇ કાળથી વગર લખે મહાજન ભોગવતું હતું. આવા જબ્બર રાજપ્રતિષ્ઠિત મહાજનની માલિકીના સાર્વજનિક જગતના દેવળમાંથી થોડા રોજ પહેલાં ચોરી થઇ. મુરલીધર મહારાજ, લક્ષ્મીજી સાથે કે રાધા સાથે કે સોળ હજાર એકસો આઠ ગોપીઓમાંથી કોઇ એક કે અનેકની સાથે વૈભવી શયન કરતા રહ્યા અને એમના હીરા મઢયાં તાજ, નવસરા મોતીના હાર, નીલમના બાજુબંધ ને પોખરાજના ઝાંઝર કોઇ ઉસ્તાદ નિશાચર ઉપાડી ગયો. દેવમંદિરના ગર્ભદ્વારનાં રૂપાંના કમાડ પણ એણે સાથોસાથ ઉપાડ્યાં.

આવી સાહસભરી ચોરી, આવી મોટી ચોરી, આવી તોલદાર ચોરી પાર ઉતારનાર આદમી કોઇ જેવો તેવો તો નહિ જ હોય. તેમ નજીકનો પણ નહિ હોય એમ માનીને કામદાર હંસરાજ શાહે એક નામીચા પગી પાસે પગેરૂં કઢાવ્યું. પગી ચોરનું પગેરૂં લેતાં લેતાં માંડવીથી ગાઉના ગાઉઓ દૂર આવેલા બલિયારી ગામને પાદર ઉભો થઇ રહ્યો. અને એણે કામદારને કહ્યું. 'પગ આંહીથી આગળ નથી ચાલતા. આ ગામમાં માંડવીનો ચોર છે.'

બલિયારી ગામ નામીચું હતું ને નામીચા લૂંટારાઓ તરીકે સ્થળે સ્થળે પોતાના નામનો ત્રાસ ફેલાવનારા મિયાણાઓનું એ ગામ હતું. કામદારને પગીનું અનુમાન હૈયે વસી ગયું. ખરે ! માંડવીના મહાજનની માલીકીના દેવમંદિરના જવાહરની ચોરી એ

કોઈ જેવા તેવા નિશાચરનું કામ છે? બસ. એ તો મિયાણાઓથી જ થઈ શકે. મિયાણા જ ચોર.'

મિયાણાના પટેલ સાથે પોતે વાત કરી જોઈ. પણ એણે તો ચોરીનો ઇન્કાર જ કર્યો. મિયાણાએ બલિયારીને પાદર પગ નીકળવાની વાતને માટે પગીની શરતચૂક કે ગફલત પોતાને માથેથી જવાબદારી કાઢી નાંખી, કોઈ મેલી મથરાવટી ઓઢનારને માથે લાદી દેવાની, પગીની બુદ્ધિને જવાબદાર લેખાવી. કેવી વાત! અનાદિ કાળથી પગીઓના પગેરાંને કોઈએ જૂઠાં નથી કહ્યાં ને આ મિયાણો વળી કેમ કહે? એ સાલા ચોરને તે વળી પગીની આવડત બિનઆવડત ઉપર કોઈ ટીકા કરવાનો શો અધિકાર હતો? કામદારને મિયાણો ઉદ્ધત પણ લાગ્યો. એની આંખના ખૂણિયા લાલ બન્યા. એમણે બલિયારીમાં ઢંઢેરો પીટાવ્યો. 'માંડવીના ચોરને સોંપો, નહિતર ગામ દાગી દેશું. એક હાડકાની કરચ સરખી હાથ નહિ આવે, એવો ટીંબો કરી દેશું. રાજનો અમને હુકમ છે.' ગામને ફરતા પહેરા બેસી ગયા. ગામમાં આવતા જતાંની કનડગત શરૂ થઈ. 'હવે જોઈએ મિયાણા શું કરે છે? સાલા ક્યાં સુધી ચોર સંઘરશે. જોઈએ આમ બે ચાર દિવસ.' કામદારે મનમાં મરકીને ગાંઠ બાંધી.'

મિયાણાનો પટેલ માખણમાંથી વાળ સરકે, ગ્રહણમાંથી ચંદ્ર છટકે એમ આ ગામ ફરતી ભીંસમાંથી નીકળી ગયો. રસ્તા ઉપર જાણે કે એના પગ નથી અડતા. જમીનથી જાણે કે એ બે વેંત અદ્ધર જ ચાલે છે. એ ચાલતો નહોતો, એ તો માંડવી તરફ નાક સરસી સીધી લીટીએ હવામાં જાણે કે ઉડતો હતો.

એ માંડવી પહોંચ્યો. ને સીધો નગરશેઠ ટોકર પદમસીની દુકાને જઈને એણે પહેલો થાક લીધો. હાંફની ધમણ શમી નહિ ત્યાં સુધી એ રસ્તા ઉપર બેઠો. પછી એ દુકાનમાં આવ્યો. બે માણસમાંથી એક માણસ ઘડયું હોય એવો રૂના તકિયા જેવો શેઠ ગાદી ઉપર બેઠો હતો. દશ બાર મહેતા ગુમાસ્તા શેઠની જંગબારથી માંડીને ચીન સુધીની પેઢીઓના નામા રોજેરોજ ચોપડામાં પાડતા હતા. જાણે કે જાળામાં માખીઓ પૂરાતી જતી હતી, પોતે કોઈ મોટા જાળાંમાં ભરાતો હોય એવો એ મિયાણાને આભાસ થયો.

'અરે શેઠ, ભલા તારે આંગણેથી આવો ગજબ?' મિયાણાએ ગાદી સામે બેસીને અર્ધે રડતે અવાજે બૂમ પાડીને કહ્યું.

બધા મહેતાઓની કલમો થંભી ગઈ. શેઠની બાજુમાં બેસીને એના કાન પાસે મોઢું રાખીને ધીમે ધીમે વાત કરનારાઓને પોતાની વાતમાં થતો આ ભંગ રુચ્યો ન હોય એમ દેખાયું. ટોકરશેઠનું મોઢું આ ખાનગી વાતથી મરકતું હતું. એ સ્મિત એમના હોઠ ઉપર થીજી ગયું, કરડી તાજુબીથી એમણે મિયાણાને પૂછ્યું: 'શું છે ભા?'

'અરે શેઠ. હું આવ્યો છું તારી પાસે. આ તમારા ગામનો કામદાર અમારા ગામમાં આવીને કહે છે કે 'અમારા ગામના મંદિરમાં ચોરી થઈ છે એનો ચોર તમારા ગામમાં છે.' બાપ અમે તે વળી ક્યારે દેવમંદિરોના માલ ચોરીએ છીએ? આવું અનરાધાર જુઠ્ઠું આળ અમારા ઉપર કાં ઓઢાડો?'

'કામદાર તો પગી લઈને પગ કઢાવી ગયા હતા ને?'

'બાપ, પગી કહે છે કે પગ તમારા ગામને પાદર આવીને અટકે છે.'

'તો તો ચોર તમારા ગામમાં જ હોય ને?'

'બાપ, પગી પગ વાંચે છે કેમ એની અમને ખબર નથી. ઠેઠ માંડવીથી બલિયારી સુધી એકના એક પગેરાંનો પીછો કેમ કરીને લેવાતો હશે એ વાત અમારા સમજ્યામાં નથી આવતી. બાપ, મને તો લાગે છે કે પગીઓ તો થોડાક પગ પારખી શકતા હશે, પગની દિશા પારખી શકતા હશે ને પછી વધારેમાં વધારે શકદાર આદમી ઉપર ચોરી ઓઢાડતા હશે.'

'અરે એમ તે હોય! અમારો પગી તો ખૂબ વખાણમાં છે. એના જેવો પગનો પારખુ તો હજી જનેતાએ જણવાનો છે.'

'હશે બા. તમારો પગી બહુ લાયક હશે. અમારે ક્યાં વાંધો છે? પણ શેઠ, હું ઇમાનના કસમ ખાઈને કહું છું કે અમારા ગામ-માંથી કોઈએ માંડવીના જગતુ મંદિરમાંથી સળી સરખીની ય ચોરી નથી કરી. અરે, મિયાણો જે દિવસ સધવા કે વિધવાના સ્ત્રી-ધન, મહાજનના ગામધન કે મંદિરના દેવધન ઉપર કુડી નજર નાંખતો થશે તે દિવસ એની ઓલાદનું ધનોતપનોત નીકળી જશે, બાપ. માંડવીનો કામદાર હઠ ઉપર ચડી ગયો છે ને અમારું ગામ તોપે દાગી દેવા તૈયાર થયો છે. તમે આ ગામના શેઠ, તમે આ ગામના મહાજન, તમે આ ગામના ધણી. શેઠ પગે પડીને કહું છું કે આ કાળો કેર અટકાવો.'

ડોસર શેઠ બેદરકારીથી સ્વસ્થ અવાજે બોલ્યો: 'તો પછી માલ કાઢી નાંખો ને?'

મિયાણો ટોકર શેઠને તાકી રહ્યો. એની આંખમાં લાલ ખૂન ધસી આવ્યું. પરંતુ પોતાના રોષની ઉકળતી વરાળને છાતીમાં કબજે રાખીને રૂંધાતા અવાજે એ બોલ્યો : 'અરે શેઠ, અમે જાણતા નથી. ઇમાનના કસમ. અમારી જાતના કસમ. અમે મિયાણા તે વળી મંદિરનો માલ પાડીએ કે સંઘરીએ ખરા કે?'

ટોકર શેઠને મિયાણાની આ વાત અરૂચતી દેખાઇ. તટસ્થ ભાવે એ બોલ્યો : 'બા, હું શું કરૂં? કામદાર જાણે ને તમે જાણો. મને શું લાગે વળગે કે તમે મને વચમાં સંડોવો છો?'

'અરે, તમે મહાજનના શેઠ. શેઠ, તમારે પહેલાં અમારી વાત સાંભળવી જોઇએ. કામદાર અમને કનડતા હોય તો તમે તો મહાજન. તમારે તો કામદારને વારવા જોઇએ. અમારી ભૂલ દેખાતી હોય તો બેલાશક તમારૂં ખાસડું ને અમારૂં માથું. પણ તમે જ વાડ થઇને ચીભડા ગળવા જેવી વાત કરો, મહાજનના શેઠને બદલે રાજના કોઇક નોકર હો એવી વાત કરો, ત્યારે શેઠ અમારૂં શું ગજું? તમે બધા કહો છો કે 'મિયાણા ચોર ને મિયાણા લૂંટારા, પણ મિયાણાને ચોરી શા માટે કરવી પડે છે એની તમે કોઇ દિ' તપાસ કરી છે? અરે શેઠ, તમે આવા મોટા માણસ થઇને તમારો ધર્મ કાં ભૂલો? તમને જો સાચેસાચ ખાતરી થતી હોય કે મિયાણાઓએ જ જગત મંદિરના જવાહિર ચોર્યાં છે, તો શેઠ ઘોડે પલાણ નાંખીને તમારે તો અમારે ગામ આવવું જોઇએ. જે મિયાણાઓએ કચ્છના રાજકુંવરનો જાન બચાવવા પોતાના છ છ દિકરાઓને જાનથી પોતાની આંખ આગળ રેંસાવા દીધા, જે મિયાણાએ એકલે હાથે પાંચસે પાંચસે ગાઉ સુધી ચોરસાબંધ પીછેકૂચ કરીને શેરબુલંદ-

બાંધીને, પગરખાંના ચામડાં ચાવી ચાવીને ભૂખે પેટે પરંતુ ઉછળતે હૈયે સાંધણના કિલ્લાને ટકાવી રાખ્યો. અમે–અમે–કોઇની ય મદદ વગર ગુલામશાહ કલોરાને ભૂંડે મોઢે ને ખાલી હાથે પાછો કાઢયો. શેઠ, તમે તો બધા આજ રળી ખાઓ છો. સુખેથી રળો. ડોસલ-વેણ આજે મોટો સરદાર છે. ભલે હો. અલ્લાહ એને સલામત રાખે. પણ અમને સુખેથી તો બેસવા ઘો.'

'ચોરી કરતા ન હો તો કોણ તમને બોલાવે છે? આજ દિવસ સુધી અમે તમારી સામે ય જોયું હતું?'

'શેઠ, તને ઇતબાર નથી જ આવતો ત્યાં શું કહું? અમારા કસમ તને ખાતરી ન કરાવે તો અમારી ગરીબી તો તને કયાંથી જ હૈયે વસે? ત્યારે આ તમારા ગામનો કામદાર અમારા ગામ સામે તોપ માંડશે તોય તમે તો કાંઇ એને નથી કહેવાના? શેઠ. એમ કરો. તમે ચાલો મારી સાથે મારા ગામમાં. ઘરેઘર ખોદીને બતાવી દઉં.'

'એમ ઘરમાં તે કોઇ માલ રાખતું હશે?'

'અરે શેઠ!'

'આ ચોરીએ તો ગામમાં ઉલ્કાપાત મચાવ્યો છે. બીજું તો ઠીક પણ આ તો દેવનું નાણું. અમારા મંદિરની મિલ્કત. એની ચોરી ન પકડાય તો અમારી આબરૂ શું? દેવની જો આમન્યા ન રહે તો પછી અમારી તો કયાંથી જ રહે?'

'બસ ત્યારે. સલામ આલેકુમ' મિયાણો ઉભો થઇ ગયો. 'તમારી સાથે વાત કર્યે કાંઇ વળે એમ નથી.'

શેઠની સામે નજર સરખી પણ કર્યા વગર મિયાણો ત્યાંથી ઉઠી ગયો. એ ગયો સીધો જગત મંદિર પાસે. જાહેર માર્ગ ઉપર મંદિરના દરવાજાની બરાબર સામે એ બેઠો. અને એણે રડતે પરંતુ બુલંદ અવાજે સાદ દીધો:

'ઓ દેવ! તું આસ્માનમાં હો કે આકાશમાં હો, સ્વર્ગમાં હો કે જન્નતમાં હો, સાતમે આસ્માન હો, કે આખા જગતમાં સર્વવ્યાપક હો. ઓ દેવ! તું રામ હો, રહેમાન હો, જે હો તે, જ્યાં હો ત્યાં હો. આજ તારે નામે નિર્દોષોની હત્યા થાય છે, આજે તારા મંદિરને ખાતર, અમારા જેવાં કંગાલોના ઝુંપડાં ખાક થાય છે. ઓ દેવ, ઇન્સાફી છો તો આજ ઇન્સાફ આપ, રહેમદીલ છો તો આજ તારી રહેમ બતાવ, બધું જાણનારો છો તો અમારી હાલત જાણી લે. ઓ દેવ! એક કોલ દે. એક કોલ દે. અમારા માટે અમ જેવા ગરીબને માટે ધરતી ઉપર રહેવાનો એક ખુણો બાપજી, જરાક તો નભવા દે!

મિયાણો એક લંગોટ લગાવીને કોઇ અવધૂત બાવા જેવો બેસી ગયો હતો. એની કાળી ચકચકતી ચામડી ઉપર રેતાળ સૂર્ય આગ રેડી રહ્યો હતો. કાળઝાળ ઉન્માદ એના અંગેઅંગમાં, નસેનસમાં ભીષણ તાંડવ ખેલી રહ્યો હતો.

આસપાસ લોક જમા થઇ ગયું હતું. મિયાણાની આ એમને વિચિત્ર લાગતી વર્તણુંકમાં એમને પાગલતાના પડઘા સંભળાતા હતા. સહુને એટલું તો મનમાં વસી ગયું કે બીજો ગમે તે ચોર હોય તે ખરો. પણ આ માણસ પોતે તો ચોર નથી. કોઇકે એને કહ્યું : 'પણ તમારા ઉપર કોણ ચોરીનું આળ ઓઢાડે છે?'

'અને મારા ભાઈઓ ઉપર ઓઢાડાતું આ કાળું કલંક હું સાંખી લઉં એમ? હું જાણું છું–જાણું છું કે અમારામાંથી કોઈએ આ કે આવી ચોરી નથી કરી.'

દૂર જંગલમાં દવ બળતો હોય ને એના સૂસવતા તડતડાટના આછા ઘેરા અવાજ સંભળાતા હોય એવો મિયાણાનો અવાજ ફરીને જાણે કે પોકારી ઉઠ્યો. એના હાથમાં એક લાંબું ચપ્પુ ચમકી ઉઠ્યું.

'ઓ દેવ, તારી મિલ્કતની જાળવણી કરવા જેટલું તો તારામાં દેવપણું નથી રહ્યું પણ અન્યાયમાંથી અમ જેવા રાંકને ઉગારવાની ય તારામાં હામ નથી રહી? ઓ દેવ! તારી તાકાતનો એક તો કોલ દે. તારી રહમદિલીનો એક તો સખુન દે. ઓ દેવ, નહિતર મારું લોહી હું આ સ્થળે છાંટું છું. મારું ખૂન તારા આ મંદિર ઉપર ચડાવું છું. ઓ દેવ! ઓ દેવ!'

સારી યે દેવશક્તિ, સારી યે મંદિરશક્તિને જાણે કે પડકારતો હોય એવો મિયાણાનો અવાજ દૂર દૂર સુધી બુલંદ પડઘા પાડી ઉઠ્યો. મેઘની ગર્જના જેમ ગગડતી વહેતી જાય એમ એ પડઘાના પડઘા એનાથી યે દૂર દૂર સુધી સંભળાયા. મંદિરના ઘુમ્મટમાં 'દેવદેવ'ના પડછંદ સૂર પછડાઈને પાછા વળ્યા ને જાણે મંદિરના ખૂણેખૂણામાં દેવને શોધવા ભમવા લાગ્યા. આસ્માનના નીલા ઘુમ્મટમાં 'દેવના નામની હાકલ અથડાઈને પાછી ફરી. આખા યે વાતાવરણમાં દેવના નામની હાક ઉઠી, ગાજી અને સમાઈ ગઈ.

મિયાણાએ ચપ્પુ હાથમાં લીધું. આર્જવતાના કોઈ આકરા છાકે એની કાયા આગના સ્તંભ જેવી બની ગઈ. જગતમાત્રના અન્યાય સામેના નિષ્ફળ રોષના નિચોડસમો એનો અવાજ ગાજ્યો

ને આસપાસનાં લોક એ અવાજથી જાણે થડકી ઉઠયા. 'દેવ, અમારા ઉપર આળ ચડે છે. ગરીબને માથે કલંક ચોટે છે, હજી યે તું કાંઇ તો કોલ દે. દેવ, ઓ દેવ, છેલ્લી વાર તારી પાસેથી માગું છું. એક તો કોલ દે. અમારા ઉપરના જૂઠાં તહોમત કોઇ રીતે ય તું વિખેરી નાંખ.'

મંદિરના દરવાજા સામે મિયાણો અનિમેષ આંખે તાકી રહ્યો, જાણે કે હમણા જગતદેવ સાક્ષાત સદેહે પધારશે. એના અવાજના આકરા તલસાટ સાંભળીને લોક મેદનીને ય હૈયે ન સમજાય એવો ભાર જામવા લાગ્યો.

થોડીવાર એમને એમ ઉઘાડી આંખે મિયાણો મૂક અને નિશ્ચેષ્ટ બનીને મંદિરને તાકી રહ્યો. એની દૃષ્ટિના શરથી જાણે એની દિવાલોના પત્થરેપત્થર ભોંકાતા હતા.

'દેવ, લઇ લે ખૂન, દેવ, લઇ લે ભોગ. બિલ્કતને બદલે અમારા જાન લઇ લે. તારા મંદિરની એથી શોભા વધશે.'

ને હેબતાઇ ગયેલા લોકમાંથી કોઇ કાંઇ કહી શકે, તે પહેલાં મિયાણાએ ચપ્પુ લીધું, સૂર્યના કિરણ એ હથિઆર ઉપર ચમકી ઉઠયાં. ને મિયાણાએ પોતાના ઉઘાડા પેટમાં ચપ્પુ હાથા સુધી ખેંચી દીધું. પડેલા ઘાએ લોહી નીકળ્યું, ને એમાંથી ખોબો ભરીને મિયાણાએ મંદિર ઉપર, આસપાસના લોક ઉપર છાંટયું. બંદૂકની ગોળી વાગી હોય એમ લોકો એ છાંટાના ફટકાથી પાછા હટી ગયા.

'યા અલ્લાહ, યા રહીમ!' મિયાણાના કંઠમાંથી અવાજ નીકળ્યો.

જાહેર માર્ગ ઉપર પોતાના લોહીને સિંચાતા એ જોઇ રહ્યો. પત્થરની પ્રતિમામાંથી જાણે કે ફૂવારો ફૂટતો હોય એટલી નિશ્ચેષ્ટતાથી મિયાણો પોતાના અંગમાંથી લોહીના પ્રવાહને બહાર વહેતાં જોઇ રહ્યો. એની આંખના તારેતાર પોતાના લોહીના વહેલાં બુન્દેબુન્દ ઉપર થીજી ગયા દેખાતા હતા.

આસપાસના લોકમાંથી જાણે કે નૂર શોષાતું ગયું. કોઇને શું કરવું, શું બોલવું એની સૂઝ ન પડી. બધા ય જડ જેવા બનીને ઉભા રહ્યા.

બરાબર આવે સમયે દૂર દૂરના પ્રવાસની ગામ ગામની ધૂળ માથે લઇને એક એકલપંથો અસવાર આવ્યો. મિયાણા પાસે બેસી ગયોઃ 'બાપા! બાપા!' એ એની હાલત જોઇને રડી ઉઠયો.

મિયાણાએ લોહીની આંધિમાં ય પોતાના જુવાન પુત્રને પારખ્યો. 'બેટા, બેટા, તું આંહી કેમ આવ્યો?'

'બાપા, તમે આંહી આવ્યા, 'પાછળથી કામદારે ગામ ફૂંકી દીધું. પહેલાં તોપ માંડી, ત્રણ કલાક તોપ ચાલી. પછી આગ લગાડી, કંઇક ભાઇઓ સામે થયા. કામદારે કત્લનાં ફરમાન દીધાં. સો સવાસો માણસો કપાઇ ગયા. બસો માણસો જખમાયા. પછી બધાયને ગામમાંથી બહાર કાઢી મૂકી કામદારે આખું ગામ સળગાવી મૂક્યું.'

'યા અલ્લાહ!' મિયાણાના મુખમાંથી વેદનાની આહ નીકળી ગઇ. એક ક્ષણ એનો ચહેરો ઉજ્જડ બની ગયો. એક ક્ષણ એની આંખો મિંચાઇ ગઇ. ને બીજી ક્ષણે લાવા વેરતા જ્વાલામુખી

સમો એનો ચહેરો લાલ રંગે રંગાઇ ગયો. સાક્ષાત્ કિન્નાખોર કારસી આગ એના અંગેઅંગમાં ત્રાડવા લાગી. મિયાણાએ હાથ લાંબો કરીને ફાળીયું લીધું. એણે કસકસાવીને વહેતા જખમ ઉપર એની ભેટ બાંધી લીધી. જાણે કે પોતાને કશું યે અસામાન્ય ન થયું હોય એમ એ ફલાંગ મારીને ઉભો થયો. એણે ઘોર અને કઠોર અવાજે ત્રાડ પાડી, જાણે કે ડુંગરની તળેટીમાં કોઇ કરાલ કેસરીની ડણક ગાજી: 'એ મારૂં નામ મહમદ સેતો, આજથી મારૂં નામ સૂતાં ભૂલો, જાગતાં ભૂલો, તો જાણજો કે મારી જનેતામાં ફેર પડયો, માંડવીને કહેજો હવે માટી થઇ જાય, કામદારને, ટોકર શેઠને ને તમારા દેવને ય કહેજો કે હવે માટી થઇ જાજો, ને હવે ભૂજના રાજાને પણ કેજો કે માટી થઈ જાય.'

મિયાણે પોતાના પુત્રનો હાથ પકડયો. બાપ દિકરે એક સાથે ઘોડા ઉપર છલાંગ મારી. જાતવંત ઘોડું જાણે કે પવનનો જ આહાર કરતું હોય એમ ઉડવા લાગ્યું. ને પાછળ લોકોના અણસમજ્યા, અર્થવગરના, હેતુ વગરના પોકારો ઉઠ્યા: 'ઓ જાય, ઓ જાય. ઓ જાય.'

જગતમંદિરના દેવની ચોરાયેલી મિલ્કતમાંથી તો એક રાતો દોકડોય હાથ ન આવ્યો. ઠેઠ માંડવીથી બળિયારીના પાદર સુધી ચોરના પગ પકડનાર પગી ગામના પાદરથી તો વીસ કદમ પણ આગળ વધી ન શકયો. પગી એક ચોરને ન ઝાલી શકયો, માટે માંડવીના દરબારી કામદારે આખા ગામ ઉપર ચોરીનું આળ ઓઢાડી મિયાણા કોમ આખીને ચોર ઠરાવી–માલની માગણી કરી. 'કાં તો તમે ચોર ને કાં તો અમારા ચોર શોધી આપો' કામદારની આ માગણી મિયાણાઓ સ્વીકારી શકે એમ નહોતું, ને હંસરાજ શાહે બળિયા-

રીના મિયાણાને જેર કરવા ગામને પાદરથી તોપો દાગવા માંડી. એક દેવની મિલ્કત માટે સો માણસોના જાન ગયા. કંઇક જખમાયા, કંઇક નાઠા. ગામને આટલો બોધપાઠ શીખવી હંસરાજે ફરીને માલ માંગ્યો. મિયાણા તો આ ચોરી વિષે કાંઇ કરતાં કાંઇ જાણતા નહોતા. એમની આજીજીઓ નકામી ગઇ અને શાહે ગામને સળગાવવા માંડયું. આ ઘોર અન્યાય અને આટલી નિષ્ઠુર અમલદારીથી મિયાણાઓ ઉશ્કેરાઇને સામે થયા, પરંતુ એ બિચારા એ કાળના કારભારને ક્યાં જાણતા હતા? પોતાની જુલમગારી, હવસખોરી અને સત્તા શોખના લોહીયાળ છાકથી 'રાતા રાયધણ'નું કલંકિત બિરદ મેળવનાર રાયધણ કચ્છની ગાદીએ હતો ને જંગબારી સીદી ને ખોરાસાની પઠાણોની એ ફોજ રાખતો. મિયાણાઓમાંથી કંઇ કપાયા, કંઇ રેંસાયા. કંઇક પકડાયા—બાકીના રણ તરફ નાઠા. ને હંસરાજ શાહે આખા ગામને જલાવી દીધું. આખા ગામમાં એક પણ છાપરૂં એણે ઉભું ન રહેવા દીધું.

આવો વિજય કરીને કામદાર માંડવીમાં પાછા આવ્યા. જવાહર વિહોણા બનેલા મંદિર ઉપર એણે નરરૂંઢમાળા અને લોહીના બુન્દબુન્દના બનેલા શણગાર ચડાવી એણે મહાજનનું નાક સાચવ્યું હતું.

પંદરેક દિવસ તો બલિયારીના મહાપરાક્રમના ઓળા કામદારના અંગને વીંટળાતા રહ્યા. પંદરેક દિવસ તો જગતમંદિરમાં જાણે કે લોકોને નવી શ્રદ્ધા બેઠી હતી. બલિયારીમાં લાગેલી આગના ધૂમાડા હજી તો ધીમે ધીમે વિખરાવા માંડતા હતા, દેવમંદિરમાંથી ચોરાયેલી મિલ્કતના સદંતર લોપને લોકો કડવાં સત્ય તરીકે માનતા થતા જતા હતા, ત્યાં તો માંડવી ઉપર જાણે કે જીવતાં ભીષણ મોતનાં

વાદળ ઘેરાઈને વીજળીની ચોટ દેતાં ફાટ્યાં. દેવમંદિરની સામે ઈન્સાફની હાકલ કરી પેટ ચપ્પુ નાંખીને જખમાયેલો મહમદ સેતો હવે પડદામાંથી બહાર નીકળ્યો હતો. કોઈ મહા તોરીલી ઘુઘરી-આળી ઘોડી ઉપર એ બહાર નીકળી ગયો હતો. ને એની સાથે અલિયારીની કત્લમાંથી બચેલા મિયાણાઓ સામેલ થયા. મહમદ સેતાના કારમાં બહારવટાં માંડવીને માથે કાળ જેવા ભમવાં લાગ્યાં. રાજની સામે ઘુઘવાટા કરવા લાગ્યાં. મતિને મુંઝાવી દે, ત્રાસની અરેરાટ છુડાવી દે, એવી હલાહલ કિન્નાખોરી એના એકએક કદમમાં શેહ અને હેબતના પડઘા સંભળાવવા લાગી.

એણે માંડવીનો વેપાર આખો ભાંગી નાંખ્યો. માંડવીની બજા-રમાં ખરીદ કે લેવાત કરનાર પરગામી વણિઆતોની એણે જીવતાં ખાલ ઉતારવા માંડી. માંડવીના મહાજને વિષ્ટિ મોકલીઃ 'મિયાણાના ઘા મહાજન માથે ન હોય.' મહમદ સેતાએ વિષ્ટિ લઈ આવનારના કાન કાપીને મીઠાંના પડિકામાં વીંટીને સાથે ઉત્તર પાઠવ્યાઃ 'વિષ્ટિ કરવાને હવે તો તમારા દેવને જ મોકલજો. હંસરાજ શાહને કહેજો કે મરદની ઓલાદનો હો તો હવે માંડવીના પાદરમાં આવજે ને સાથે જોઈએ એટલા પડાણો લાવજે. મહાજનના શેઠિયાને કહેજો કે બૂલેચૂકે માંડવીના પાદરમાં ય ન આવે. નહિતર મારાં હાથ સીધા નહિ રહે.'

•

મહમદ સેતાનાં બહારવટામાં માંડવી ફના થઈ ગયું. એકવાર ભર બજારમાં ધોળે દહાડે સેતાએ ધાડ પાડી. ત્રણ કલાક લૂંટ ચલાવી. પછી સેતો શોધવા ચાલ્યો હંસરાજ શાહને. હંસરાજ ઓરતનાં કપડાં પહેરીને ભાગ્યો. ટોકર શેઠને શોધ્યા. પકડ્યા. મોઢે મરચાંના તોબરા બાંધી કાંડે દોરડાં બાંધી ભરબજારમાં લટકાવ્યા.

બરાબર ત્રણ કલાક લટકાવી રાખ્યા. શેઠ બેભાન બની ગયા, એટલે ઉતાર્યા. ટોકર શેઠને ઘેર સંદેશો દેતા ગયા. "હવે બીજીવાર આવશું ત્યારે ફરી વાત." 'સેતો આવે છે...હે માર્યો...બચાવો...એ...સેતો' એમ ફફડતા હેબતમાં ને હેબતમાં શેઠ ત્રીજે દિવસે મરણ પામ્યા.

રાજ્યમાં કંઇક કંઇક ઉથલપાથલ થઇ ગઇ પરંતુ આ બહારવટિયાને એ વિષે કશીય પરવા નહોતી. રાતા રાયધણના જુલ્મોની ઝડીથી ત્રાસેલી પ્રજાએ માથું ઉચક્યું. માંડવીએ રા' અને એના પઠાણોને નસાડ્યા. બાર ગામના મહાજને એ જુલમગાર રાજાને પદભ્રષ્ટ થયેલો જાહેર કર્યો. એને કેદ કરવા જતાં ચારસો અંજારિયા દરબારગઢમાં કપાયા. આખરે મેઘજી શેઠ અને કાશીગર ગોંસાઇએ રાયધણને કેદ કર્યો. રાજસત્તા ઉખેડી ફેંકીને એને સ્થળે બારભાયા-કારભાર સ્થાપ્યો. પોતાને મદદ કરવા રાયધણે હિન્દના રાજકારણમાં ઉદય પામતા ભાનુ સરખી કંપની સરકારની મદદ માગી. રાધનપુર, મોરબી, જામનગર ને કાબુલના રાજાઓની મદદ માગી. પાંચે સત્તાઓ રાયધણને મદદ કરવાને જેટલાં ઉત્સુક હતાં તેના કરતાં બારભાયાના કારભારના મૂળ સિદ્ધાન્તના નવા પડતા ચીલા ભૂંસી નાંખવાને આગ્રહભરી આતુરતા સેવતાં હતાં. કોઇ રૈયત રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી કેદ કરી પોતાનો વહિવટ આપમેળે કરી લેતી થાય તો પછી રાજા' થવામાં સવાદ શો ? સીમાડા ઉપર પરદેશી ચડાઇખોરોનાં ધાડાં ઉપર ધાડાં તોપની આંધીમાં બારભાયાના ફુરચે ફુરચા ઉરાડી મૂકવા અને હવસપરસ્ત, જુલમપરસ્ત રાયધણના રાતા કારભાર કચ્છ ઉપર ફરીને લોખંડી મેખે સ્થાપવાને એક સામટાં પાંચ પાટનગરમાંથી રવાના થઇ ચૂક્યાં.

કબુતરની પાંખ ઉપરથી જેમ પાણી સરી જાય એમ આ બનાવો મિયાણાની છાતી ઉપરથી સરી ગયા. જેમ જેમ રાજસત્તા ઝાંખી પડતી ગઇ, જેમ જેમ બેદિલ પ્રજા અને સીતમગાર રાજાને કારણે અવ્યવસ્થા વધતી ગઇ, તેમ તેમ મહમદ સેતાના બહારવટાં વધારે સાહસિક, વધારે વ્યાપક અને ત્રાસદાયક બનવાં લાગ્યાં. એણે માંડવી જેવું શહેર ફરીને લૂંટયું. એણે ખુદ પાટનગર ભૂજ લૂટયું. બાર કલાક લૂંટ ચલાવી, શહેરમાં આગ લગાડી. ભુજમાં કારમો કેર વર્તાવી જ્યારે બહારવટિયો પાછો ચાલ્યો ત્યારે એની પાછળ હાહાકાર વર્તી રહ્યો.

•

એવાં કારમા, એવાં સાહસિક એનાં બહારવટાં કચ્છને માથે કાળભૈરવના ખૂની નાચ જેવાં ગાજતાં હતાં. એ બહારવટાંની આમદાનીમાંથી મહમદ સેતાએ બલિયારી ગામ ફરીને વસાવ્યું હતું. ગામ જ્યારે બંધાઇ રહ્યું ત્યારે એણે હંસરાજને ફરીને નોતરૂં પાઠવ્યું : 'બલિયારી મેં ફરીને વસાવ્યું છે. હૈયે હામ હોય તો ફરીને ભાંગવા આવજે. લાવવા હોય એટલા ખોરાસાની પઠાણ સાથે લેતો આવજે.' અને એ તિરસ્કાર ભર્યા સંદેશામાં શબ્દેશબ્દ સંભારેલી કિન્નાખોરી વાંચીને હંસરાજ શાહને અંગેઅંગ પરસેવો રેબઝેબ વળી ગયો હતો. માંડવી એને પોતાને માટે બિનસલામત લાગ્યું ને એ માંડવી છોડીને ભૂજમાં ભરાયો. રાયધણ રા'ને કેદ કરીને બારભાયાનાં તંત્ર સ્થપાયાં ત્યારે એ બારભાયામાં સામેલ થયો. બારભાયાના દિવાન મેઘજી શેઠનો એ જમણો હાથ સમો થઇ પડયો.

એક દિવસની વાત છે. ચોપારા ઉજ્જડ મેદાનમાં સૂર્ય ઉગતો હતો અને પાદરના કુવા કાંઠે પનિહારીઓ પાણી સીંચતી સારતી

હતી. પાદરમાં ત્રણસો જેટલા જુવાનો તીરંદાજી, ભાલા, અને બંદૂકબાજીના ખેલો રમી રહ્યા હતા. એ સહુએ દૂરદૂરથી એક ઘોડે-સ્વારને પાછળ મોત પડ્યું હોય એવા આંધળા વેગથી પોતાના ગામના પાદર તરફ દોડ્યો આવતો જોયો.

હજી તો ગામનું પાદર થોડુંક દૂર છે, હજી તો ગામનો કુવો થોડોક દૂર છે, ત્યાં ઘોડીએ ઠોકર ખાધી. ઘોડી પડી ગઇ ને સાથે અસ્વાર પણ પડ્યો. અસ્વાર કપડાં ખંખેરીને ઉભો થઇ ગયો. ઘોડીને ઉઠાડવા એણે ઘોડીને સાદ દીધોઃ

'ઉઠ બાપ, લખી ઉઠ. હજી તો પંથ લાંબો છે;' પરંતુ એ ઘોડી પોતાના માલિકના કોઇ સૂર સાંભળે, માલિકની લાંબા પંથની ઉતાવળ સ્પર્શી શકે એમ ન હતું. એને મોઢે ફીણ વળી ગયાં હતાં. એની લાસ માત્ર પડી રહી હતી. ઘોડીને અસ્વારે અર્ધ પાગલ આતુરતાથી અંગે અંગમાં તપાસી જોઇ—રખેને ક્યાંય પણ પ્રાણનો એકાદ ધબકારો છૂપાઇ રહ્યો હોય, પરંતુ મુસાફરની એ શોધ નકામી નીવડી. મુસાફરના હૈયામાં જાણે કે ગુંગળામણ થઇ. 'અરે બાપ! મને તેં રહી રહીને દગો દીધો.' મુસાફરના સુક્કા હોઠમાંથી વેદનાની આહ નીકળી પડી, અને એણે ઘોડીના શબ ઉપર માથું નાંખીને પોક મૂકી. સાત સાત ભવની ખોટનો એક પુરો જુવાન દીકરો ફાટી પડ્યો હોય એવી કાળઝાળ વેદના એના ઉંચા સાદે રડવાના અવાજમાં જાણે કે જલવા લાગી.

'અસ્યા છે કોઇક ઘોડીઘેલો.' એક જુવાને હસીને કહ્યુંઃ 'સાથે કાંઇક માલ બાલ હશે, ચાલો આંચકી લઇએ.' જુવાનો તૈયાર થયા, જળભરતી એક પનિહારીએ કહ્યું: 'હવે લાજો, પાદ-

રેથી એક માણસ ચાલ્યો જાય છે એમાં દાનત બગડી? એવાને તો રોટલો ખવરાવવાનો હોય કે એનું હોય એ આંચકી લેવાનું હોય?'

જુવાન મિયાણી પાણીનું બેડું કુવાકાંઠે મૂકીને છાતીફાટ રડતા અસ્વાર પાસે ગઇ. 'મારા ભાઇ, મારા વીર!' શ્યામસુંદર મિયાણી ટહુકી: 'એક ઘોડી ઉપર તું આટલો કાં રડે?'

મુસાફરે ચમકીને બાઇ સામે જોયું, અને એમાં સહૃદયતા વાંચી. રડતા અવાજે એણે જવાબ દીધો: 'બેન, આ ઘોડી તો મારો જીવ હતો. એના જીવતે હું જીવત. એના મૂએ હું મરવાનો. બાઇ બેન, હું રડું છું ઘોડીના મોતને નહિ, પરંતુ ઘોડી ઉપર નભી રહેલી મારી આબરૂને.'

'બાપ, ભૂખ્યો છો, તરસ્યો છો, મારા વીર. ચાલ મારે ઘેર. રોટલા ખાતો જા.'

'અરે મારી પછવાડે તો ભૂજની ફોજ પડી છે.'

'તો ભલે પડી. મારી ઘોડારમાં ઘોડાંની તાણ નથી, મનગમતું પસંદ કરી લેજે. પણ મારે પાદરથી કોઇ માણસ ભૂખ્યું નથી જતું.

મુસાફર ઉઠ્યો. મિયાણીની પાછળ ચાલ્યો, નજીક આવતાં જ પાદરમાં ખેલનાર કંઇકે એને પારખ્યો: 'શિકાર હાથમાં આવતાં વાઘના હુરકાટ જેવો તરસ્યો પોકાર એ ટોળામાંથી ઉઠ્યો: 'અલ્યા આ તો હંસરાજ, પકડો એને પકડો.'

ધૂળના વંટોળની જેમ જુવાનોએ દોટ મૂકી. આંખના પલકારામાં તો એમને હંસરાજને કસકસાવીને બાંધી દીધો. મિયાણી

વચમાં પડવા જતી હતી એને સહુએ દૂર હટાવી દીધી. 'અલ્યા ચાલો પટેલ પાસે.' અને ટોળું હંસરાજને બાંધીને એને અર્ધો ઘસડતાં, અર્ધો દોરતાં ગામમાં હુલકાર કરતું ચાલ્યું.

ગામની વચમાં ગઢ જેવા મકાનની દોઢીમાં એક પહેલવાન મિયાણો બેઠો બેઠો હુક્કો ગડગડાવતો હતો. જુવાનોના ટોળાંને આમ કિકિયાટા કરતું આવતાં જોઇ હુક્કો ગડગડાવતાં એણે કહ્યું : 'અલ્યા શું છે! આવડો ગોકીરો શીદ કરો છો?'

'અરે પટેલ જો તો ખરો!' જુવાનો ખસી ગયા. બંધ રંગભૂમિ ઉપરથી પડદો ખસી જાય અને તખતા ઉપર કોઇ દ્રશ્ય નજરે પડે એમ મિયાણાએ હંસરાજને બાંધેલો જોયો. હંસરાજે મિયાણાને જોયો.

'કોણ મહમદ સેતો?' હંસરાજના અંગેઅંગમાં ત્રાસના, નર્યા નિર્બળ ભયની જાણે કે લાહ્ય લાગી ગઇ. એની આંખ મિયાણાં ઉપર થીજી રહી.

રોમરોમમાં મિયાણાંને જાણે કે ટાઢના લખલખાં આવ્યાં હોય એમ એની કાયા એક ક્ષણ ધ્રૂજી. ધીમે-બહુ ધીમેથી મિયાણાએ હુક્કો પોતાની બાજુમાં મૂકયો. દશ દશ બાર બાર વર્ષથી સંગ્રહેલી, પાળીપોષીને ઉછેરેલી, કારમી કિન્નાખોરીની આગમાં મિયાણાનું અંગેઅંગ જાણે કે શેકાઇ શેકાઇને સફેદ બની ગયું. કોઇ અવ્યક્ત અગમ્ય વશીકરણ મંત્રથી ખેંચાતો હોય એવો મિયાણો ચિતામાંથી શબ ઉભું થાય એમ ઉભો થયો.

'કોણ હંસરાજ? આવો, આવો.' મિયાણાના ધીમા, અતિ

વેરની વસૂલાતમાં વચમાં પડે છે? અરે મૂર્ખ ઓરત, બદબખ્ત ઓરત! કમજાત ઓરત, તારા જેવી મને એક નહિ પણ અનેક સાંપડી રહેશે. પણ ભવેભવમાં હંસરાજ તો એક જ મળશે. લઇ જાઓ આને. મારા જુવાનો, પૂરી દો એને ગઢમાં.'

'ભલે મને પૂરી દો. પૂરો છો પણ શું કામ? કાપી જ નાંખોને. પણ પાદરે આવેલાને હું રંજાડ કરવા નહિ દઉં.'

'હવે જા રે જા, તું મુરખ સ્ત્રી જાત.' મિયાણાના કિન્નાખોર અંતરના કોઇ અતલ ઉંડાણમાંથી રહીસહી માયા ઝબકીઃ 'હવે જા. ઘેર જા. અલ્યા જાઓ આને ઘેર મૂકી આવો.'

ચાર જુવાનિયા મિયાણીને ઉપાડી ગયા. એને એને ઘેર મૂકી આવ્યા. વળી 'રાંડ ચસકે નહિ' કરીને ડેલીએ સાંકળ ચડાવી દીધી.

'હંસરાજ શાહ! બાર વરસ તારી સામે મેં વેર સંઘર્યાં છે. ચુન્દેચુન્દ વસૂલ લેતાં બાર દિવસ કરીશ. જુવાનો! કોલસાની સગડી લાવો'

કોલસાની સગડી આવી. ધીકતી સગડીમાંથી એક એક તસુની લીલી જ્વાળા ઉડતી હતી. કોલસાની ગરમીથી સગડી આખી તપીતપીને સફેદ ભૂરા રંગની બની ગઇ હતી.

મિયાણાએ હંસરાજનો જમણો હાથ પકડયોઃ 'આ હાથ—આ હાથે—' લાગણીના ઉભરાથી એની કાયા પવનમાં પાંદડું ધ્રૂજે એમ ધ્રૂજી ઉઠી. એનો અવાજ એની છાતીમાં રૂંધાવા લાગ્યો. અપાર્થિવ સંહારમૂર્તિની ભાવહીન કઠોરતા એના અંગેઅંગમાં, રોમરોમમાં 'વેર—વેર' પોકારી ઉઠી.

મિયાણાએ આસ્માનમાં નજર નાંખી. આખા આસ્માનમાં જાણે આગ લાગી હોય એમ એને લાગ્યું. આખા આસ્માનમાં તોપોના ગડગડાટ એણે સાંભળ્યા. નાસતાં ભાગતા મિયાણાઓના સ્ત્રી બાળકના કાળા કકળાટના પડઘા એને અથડાતા સંભળાયા. બાર બાર વર્ષથી જૂની બનેલી કબરોના પત્થરો ઉઘાડીને બહાર સંચરવા માગતાં સો સો હાડપીંજરો એણે જોયાં. સંહારે ચડેલા શંભુ જાણે કે ઝેર પીતા હોય એમ મિયાણાએ આ દ્રશ્યનું ઝેર ઉઘાડી આંખે પીધું. 'આ હાથ—આ હાથ—એણે—એણે અમારા ગામના પાદરમાં તોપો માંડી ને અમારૂં ગામ સળગાવ્યું, ખરૂં ને ?'

મિયાણાએ હાથ પકડીને ધગધગતી સગડીમાં મૂકીને પકડી રાખ્યો. પોતાની આંગળીઓના ટેરવા જલે છે એની પણ એને શુદ્ધસાન ના રહી. હંસરાજનો ત્રાસ એને થયેલી કાળી બળતરામાં જાણે સળગી ઉઠયો. એણે ચીસ પાડી, વાસો ભૂલ્યા ભૂત જેવી. 'ઓ મિયાણા, તારી ગાય છું.' એ કરગરી પડયો.

'અરે ઓ કામદાર,' હંસરાજનો હાથ પકડી રાખીને મિયાણો બોલ્યો: 'એકવાર મેં પણ આવી જ ચીસ નાખી હતી. એકવાર મેં પણ આવી જ ધા નાંખી હતી, મારી ધા ન તો મહાજને સાંભળી, ન તો તેં સાંભળી, કે ન તો તારા દેવે સાંભળી.' શબ્દે શબ્દે જાણે કે જૂની યાદગીરીના ઝેરનું નવું પાન એ કરતો હતો. પરંતુ મિયાણાની સાથે સવાદ કરવાને કે એના સવાલોનો કોઇ જવાબ દેવાને હંસરાજમાં શુદ્ધસાન ના રહી. એ બેભાન બની ગયો, 'આને લઇ જાઓ, પૂરી દો. એ ભાનમાં આવે ત્યારે વાત.'

હંસરાજને એક કોટડીમાં પૂરાવીને મિયાણો રોટલા ખાવાને ઘેર ગયો. મિયાણીના હાથ ઉપર પાટા જોઇને એને કુતુહલ ઉપજ્યું.

'આ વળી તને શું થયું ?' મિયાણાએ પૂછ્યું. મિયાણી જવાબમાં હસી. એણે પાટો ઉખેળી નાંખ્યો. કાંડા સુધીનો જમણો હાથ આખો ય જલી ગયો હતો, સળગી ગયેલાં માંસની નીચે હાડકાંના માળખાં દેખાતાં હતાં. 'અરર ! આ વળી કેમ કરતાં થયું ?'

મિયાણી મિયાણા સામે જોઇ રહી : 'હંસરાજ મારે ભરોસે આંહી આવ્યો હતો.' એ બોલી.

'તે તેં જાતે તારો હાથ અગ્નિમાં મૂકી દીધો ?'

'મિયાણા,' મિયાણીએ કહ્યું : 'ચુલામાં મારો હાથ સળગાવીને તારા રોટલા આજ પકાવ્યા છે.'

'પણ તું તો સાવ ગાંડી જ છો. તું પાદરે ન હોત તો પણ શું એ હંસરાજ ન પકડાત ? ઘોડી મૂવા પછી એ ભાગત ક્યાં ?'

'એ કાંઇ હું ન જાણું. હું તો એને આ ગામમાં રોટલા ખવરાવવા લાવી હતી એટલું જ જાણું. તેં એનો હાથ જલાવ્યો. એટલે મેં મારો હાથ જલાવ્યો. તું એના જે હાલહવાલ કરીશ એવા મારા હાલહવાલ હું જાતે કરીશ. તું એનો જાન લઇશ તે દિવસ હું મારો જાન પણ કાઢી નાંખીશ. બીજું શું કરવાનું મારૂં ગજું પણ છે ? તને તો કંઇક ઓરત મળી રહેશે. લે હવે ઝટ રોટલા ખાઇ લે.' એ તટસ્થ અવાજમાં આખરી પરિણામો પ્રત્યેની સ્વસ્થ બેપરવાઇ કંપતી હતી. પોતાની અસહાયતા અને અશક્તિ જાહેર કરતા એ સૂરમાં મિયાણાને એક પ્રચંડ શકિતના ગેબી પડઘા સંભળાયા. અશક્તિના આ બિલીષણ પ્રદ-

ર્શનમાં એણે ભયાનક ભવ્યતા ભરપૂર શક્તિનો ઓઘ ઉછળતો દેખાયો. આ શ્યામસુંદર મિયાણી આજ અત્યારે હુંને હાથે કેટલી પ્રિય લાગતી હતી-જાણે કે શક્તિસ્વરૂપા ચંડિકા.

રોટલા ઠેલીને મિયાણો ઉભો થઇ ગયો. એણે મિયાણીને પોતાની એ રાક્ષસી ભુજાઓમાં પકડી લીધી. રાક્ષસી જોરથી એણે એને પોતાની ઉછળતી છાતી સાથે દબાવી. દબાવી-દબાવી જાણે કે હમણાં એનો રોટલો ઘડી નાંખશે. એણે એક ચુંબન લીધું-લીધું જાણે કે હમણાં એને આખીને આખી પી જશે. એક ક્ષણ એ એમને એમ ઉભો રહ્યો અને પછી મિયાણીને ધક્કો મારી દૂર ફેંકી દઇને એ આંધળી ઘેરાતી આંખે બહાર દોડયો ગયો.

એની આંખો ઘેરાતી હતી. એના મગજમાં આંધી જાગતી હતી! શેના નશા ચડે છે! શેનાં પૂર એના હૈયામાં ગાજતા છલકાય છે?

શેના આ મુંગા પડઘા સંભળાય છે? એ તોપો કયાં ગાજે છે? એના મગજમાં, એની આંખમાં, એની રોમેરોમમાં આ દાવાનલ કેમ જલે છે? શેના આ કારમા કકળાટ સંભળાય છે! ઓહ! બલિયારી સળગે છે. એને પાદર તોપો મંડાય છે. 'જો જો. આ તોપ દાગી. જો જો મકાનો પડયાં' કાન માંડીને મિયાણો ઉભો થઇ ગયો. જાણે કે હમણાં કોઇ પડઘા એના સ્થૂળ કાનમાં અથડાય છે? 'હંસરાજ, હંસરાજ.' એની આંખમાં નરી શયતાનિયતના ઓળા ઉભરાયા. દૈત્યની દાનવતા જાણે કે દિશાઓમાં ભરી ભરીને ત્રાડવા લાગી.

આ મંથન શાનું? આ દાથ કોનો જલે છે! હંસરાજનો! મિયાણીનો! 'વાહ મિયાણી'.મિયાણાના અંતરમાં ઉમળકો આવ્યો.

એકાએક એના મગજમાં જાણે કે કડાકા ભડાકા ઉઠયા. શું થાય છે, શું ગાજે છે, શું અથડાય છે એની મિયાણાને સુધસાન ના હતી. બલિયારીની આગમાં જાણે કે મિયાણી જલે છે, કે મોડ-વીની લૂંટમાં પોતે લૂંટાય છે, એવાં એવાં દ્રશ્યો કોઇ મહા નદી ઉપર અકલ્પ્ય રંગોથી રંગાયેલા ચિત્રો જાણે પવનની પાંખ ઉપર ઉડી ઉડીને એક બીજા સાથે અથડાય છે, મળી જાય છે, એવું મિયાણાને કાંઇક લાગ્યું. એ બહાવરો બની ગયો. એની આંખો ઉજ્જડ બની ગઇ. પત્થરમાંથી કોરેલો હોય એવો એ થઇ રહ્યો ને એના મગ-જની આસપાસ ત્રિભુવનના તાંડવ જાણે કે ગાજવા લાગ્યાં.

ક્યાં સુધી આ દેવાસુર મંથન ચાલ્યું એનું મિયાણાને ભાન ના રહ્યું. એ તો મુઠ્ઠીઓ વાળી દોડયે જ જતો હતો, એ શા માટે દોડતો હતો, ક્યાં દોડતો હતો એનું પણ એને ભાન ન હતું. એના હૃદયમાં આટલી ઘોર ઉથલપાથલ શેની, શા માટે થઇ રહી છે, આ ઘોર ચકરી શા માટે ઘણુઘણી રહી છે એની એને સુઝ ન પડી.

એકાએક મિયાણો ઉભો થઇ રહ્યો. એના બહેરા મગજની એકેએક નસ ઉપડી આવી. જાણે કે માથા ઉપર કોઇએ દોરડાનાં આડાંઅવળાં ગુંથન કર્યા હોય. એના બહેરા મગજમાં કડાકાઓ સંભળાયા ને મિયાણાએ ઘોર હાસ્ય કર્યું. એ હાસ્યની નીતરી શયતાનિયતથી જાણે દિશાઓ પણ ત્રાસથી થંભી ઉઠી.

પોતાના એ હાસ્યની ભીષણ ભયાનકતાથી મિયાણો ચમકયો. એક ક્ષણ એ મૂક અને મૂઢ જેવો ઉભો રહ્યો. એની આંખમાં આંસુનું એક બિન્દુ આવ્યું. જાણે કે એક બિન્દુથી આંખો ધોવાઇને

સાફ બની હોય, એનાથી માર્ગ મોકળો બન્યો હોય તેમ મિયાણાની આંખમાંથી આંસુની ધાર નીકળી.

'યા ખુદા !' એણે રડતે અવાજે બુમ પાડી. હું મિયાણો ઉઠીને આટલો કિન્નાખોર? આટલો જાત કજાત? યા ખુદા, કિન્નો કેવી હરામ ચીજ છે! ભવભવના અંતઃતાપને ઓગાળતી, દાનવતાને નીચોવી નીચોવીને બહાર કાઢતી આંસુઓની ધારા જમીન ઉપર સિંચાવા લાગી. સદાકાળ મિયાણાના કાનમાં ભોગ પોકારતી એ તાપદાઝથી ધરતી જાણે કે આદ્રના એ જલસીંચનથી તૃપ્ત બની.

પોતે ક્યાં છે એ મિયાણાંએ હવે ધ્યાનથી જોયું. તાજુબીથી મિયાણાએ જોયું કે જ્યાં હંસરાજને પૂરવામાં આવ્યો હતો એ કોટડી પાસે જ ઉભો છે. પોતે પોતાના મંથનનો પાર નહોતો પામ્યો ત્યાર પહેલાં તો જુગજુગના માનવતાના સંસ્કારે સિંચાયેલું એનું અંતરતમ સોરઠી હૃદય આ મંથનના મર્મ અને અંજામ સમજી લઇને એને પોતાના ગઇ ક્ષણ સુધીના વેરીના પિંજર આગળ ખેંચી લાવ્યું હતું. મિયાણાએ કોટડી ઉઘાડી. વેદનાથી પોકારતા હંસરાજને બહાર કાઢયો. ચુનાનું પાણી ને તેલ મેળવીને એના ઘા ઉપર એના મલમ ચોપડીને એના એણે પગ બાંધ્યા. પછી એણે અશક્ત અને ભયથી બાળક જેવા બાપાવરા બનેલા હંસરાજને પોતાના પહેલવાન ખભા ઉપર ઉપાડી લીધો.

પોતાના ઘરની ડેલીમાં એ ઉભો રહ્યો. થોડીવાર ઉભો રહીને એ રસોડામાં ગયો. ચુલાની આગ સામે તાકીને બેઠેલી કોઇ પથ્થરની પુતળી જેવી મિયાણીને એણે કહ્યું :

'લે હવે ઉતાવળ કર. ઝટ રોટલા દે. બે ભાણાં કરજે'.

હંસરાજે પોતાને ભૂજ શા માટે છોડવું પડયું તેની કથા અહમદ સેતાને કહી બતાવી. હમીર ભટ્ટી અને તુર્ક વાદીના દગાખોર બની બેઠા. એકે ભાયાતને ફેરવ્યા અને બીજાએ ફોજ ફોડી. રાતોરાત એમણે રાયધણને કેદમાંથી છોડીને ગાદીએ બેસાર્યો. બારભાયાની મંડળીમાંથી કંઈક પકડાયા ને બે જણા નાઠા. એક ડોસલવેણ ને બીજો મેઘજી શેઠ. પોતે મેઘજી શેઠનો જોડીદાર શેઠની સાથે નાઠો ને રાયધણની વિકરાળ કિન્નાખોરીમાંથી ઉગરવા કચ્છના કાંઠા ઉતરવા માગતો હતો.

હંસરાજે રાયધણના અમલને ફરીને લોઢાની મેખે સ્થાપવા કચ્છ ઉપર રાયધણના નોતર્યા પરદેશી લશ્કરો ચડી આવવાની વાત પણ કરી. ખાસ કરીને ડીસા કેમ્પને માર્ગે રણમાંથી કચ્છ ઉપર આવતી કંપની સરકારની બટાલિયનની વાત કરી.

મિયાણો માથે હાથ દઇને સાંભળી રહ્યો હતો. એ બોલ્યો: 'આજદિન તક અમે બહારવટાં કર્યાં છે. પણ સાચા બહારવટાંની તો આજ વેળા આવી છે.'

પાંચસો મિયાણાઓને તૈયાર કરીને મિયાણો રાત્રે રવાના થયો. કંપની સરકારની બટાલિયન કપ્તાન જેમ્સ મેકમર્ડોની સરદારી નીચે ધાટીલા મુકામે પડાવ નાંખી પડી હતી. રાત્રે મિયાણા એ ફોજને માથે પડ્યા. ઘોડાં, ઉંટ વગેરે લૂંટી લીધાં. ફોજનો અસબાબ લૂંટયો. ધડાકા ભડાકા કર્યા, ને સરસામાન મૂકીને એ બટાલયન ભાગી. પહેરેલે કપડે જેમ્સ મેકમર્ડો–મેખ મડદુ સાહેબ ભાગ્યો.

મિયાણાઓના આ સાહસની કથા પછે ફેલાઇ અને લોકમાત્ર ઉત્સાહના આવેશમાં હથિયાર લઇ ચાલી નીકળ્યું. મેઘજી શેઠ એ જબ્બર જુવાળ ઉપર ચડીને વામન દેહે વિરાટ પગલાં માંડવા લાગ્યો. એણે રા'ને ફરી કેદ કર્યો, ફરી બારભાયાનો દરબાર સ્થાપ્યો. ચોબારીના મેદાનમાં પરદેશીઓને ભયંકર શિકસ્ત આપી. આમ મહમદ સેતાના છેલ્લાં બહારવટાંએ દેશની આફત વિખેરી નાંખી.

# ૬ : મોમ્બાસાનો કિલ્લો

**દરિયા કાંઠા ઉપર** આવેલી એ કોઠીના ઉંચા ઉંચા બુરજ ઉપર એક જુવાન ઉભો ઉભો આંખે હાથનું નેજવું કરીને ચોપાસ આતુર નજર નાંખતો હતો.

એની નજર એક બાજુ જમીન ઉપર દૂર દૂર પાછળ ને પાછળ લંબાતી હતી. એની નજર બીજી બાજુ દરિયા ઉપર આગળ ને આગળ લંબાતી હતી. જમીન અને દરિયો બેય અરબ દુશ્મનોથી કિડિયારાની જેમ ઉભરાઇ નીકળ્યાં હતાં. મૃત્યુ પામતાં કોઇ પશુને માથે મોતના પયગામ લઇને આકાશમાં ગીધો ઘેરાય ને ચીસો નાંખે, એમ એ નીલા સાગરમાં અરબ જહાજો ઉભરાઇ નીકળ્યાં હતાં, અને એ જહાજો ઉપરથી એ કોઠી ઉપર આગ અને સીસાંનો વરસાદ વરસતો હતો.

પાકથી લચી રહેલાં ખેતરને લૂંટવાને જેમ તીડનાં ટોળાંનાં વાદળ શિખર બાંધેલાં ઘેરી વળે, એમ જમીન ઉપર હજારો આરબોની બેરખોની બેરખો ગાઉના ગાઉ સુધીના મુલકમાં મોટો પડાવ પાથરીને પડી હતી. ચોપાસ એ લૂંટફાટ કરતી ને રોજેરોજ એ એક લાખના અરબ સૈન્યમાં નવી નવી ટુકડીઓ ઉમેરાયે જતી; રોજેરોજ હજારો આરબો 'દીનદીન'ના પોકાર કરતા એ નાની

કોઠી ઉપર તૂટી પડતા. આરબ થાકતા ન હતા; કોઠી તૂટતી ન હતી; ને આમને આમ દિવસો પસાર થતા જતા હતા.

એ જુવાન રોજેરોજ કોઠીના ઉંચા બુરજ ઉપર આવીને ઉભતો. રોજેરોજ એ આશાભરી, વેદનાભરી, ચિન્તાભરી આતુર નજર ચોપાસ નાંખતો. એ વહારને ઝંખતો હતો ને ક્યાંયથીયે વહાર આવતી ન હતી. કલાક કલાક સુધી રોજ રોજ એ ચારે દિશામાં આંખે હાથનું નેજવું કરીને, આંખમાં પાણી આવે, માથામાં તમ્મર આવે, એટલી એકાગ્રતાથી વહારનાં એંધાણ જોવા મથતો. રોજ રોજ એ નિરાશાનો નિશ્વાસ મૂકી પાછો ફરતો. જેમ જેમ દિવસો વીતતા ગયા, તેમ તેમ એ નિશ્વાસ વધારે ને વધારે ગાઢ બનતો જતો હતો.

અને દૂર દૂર–સાગરને એ જ કાંઠે–પણ સેંકડો ગાઉ દૂર આવેલા –એક બીજા બંદરમાં, એક વૃદ્ધ માણસ રોજેરોજ દરિયાકાંઠા ઉપર આવેલા કિલ્લાના બુરજ ઉપરથી ચોપાસ ચિન્તાતુર નજર નાંખતો હતો. એણે એના રાજ્યના સિમાડાઓ રોજેરોજ સાંકડા બનતા જતા જોયા. એની રિયાસતમાં ઠેરઠેર એણે આગ અને તલ્વારના બળવાખોર તોફાન જામતાં જોયાં. એણે પોતાના સૈન્યને ભાંગતાં, ફટફાટ જતું, નાશ પામતું જોયું. પોતાના તાબાના આરબ વાલી-ઓને એણે પોતાના મુલક પચાવી પાડતાં જોયા. એક માસ પહેલાં વિશાળ આરબ સલ્તનતનો એ માલિક હતો. આજ જંગબાર અને એને ફરતાં મૂઠીભર ગામડાંઓ સિવાય, એના કબજામાં બીજું કાંઇ જ બાકી રહ્યું.

જંગબારના સુલ્તાન સૈયદ બરગેશે જંગબારમાંથી ગુલામી રદ કરી. ગુલામીની રદબાતલીના એ ફરમાન સામે આરબ વાલીઓએ

બંડ ઉઠાવ્યું. ગુલામીના વેપારમાંથી દર વર્ષે લાખો બલ્કે કરોડો રાલોનું હાંસલ કરતા આરબ જમીનદારો–વાલીઓ–એ સુલ્તાનના આ મનાઇ ફરમાનમાં આત્મનાશ વાંચ્યો. દારેસલામ, કેન્યા વગેરે મુલકમાં મોટા જથ્થામાં રહેનાર આરબ વાલીઓના આગેવાન મહમદ અબ્દુલ્લાએ સુલ્તાન બરગેસ સામે બંડ ઉઠાવ્યું. એ કોમદ્રોહી સુલ્તાનને પદભ્રષ્ટ કરી એને સ્થાને કોઇ બીજા લાયક–અને પોતાના સિવાય બીજો વધારે લાયક કોણ હોય ?–સુલ્તાનને જંગબારની ગાદી ઉપર બેસારવાની એણે હામ ધરી.

ગુલામીની આવકથી વંચિત થયેલા આરબો આ મહંમદના વાવટાની આસપાસ જમા થયા. પછી તો જંગબારના સુલ્તાન બરગેસના સિપાઓ કપાઇ કપાઇને અબ્દલ્લાના વાવટા ઉપર થીજવા લાગ્યા.

બરગેસનાં સૈન્ય હાર્યાં. એના સામંતો બેવફા નિવડ્યા. ઠેઠ દારેસલામથી જંગબાર સુધી બળવાનો દવ લાગ્યો.

અબ્દલ્લાની નેમ કાં તો જંગબારના સુલ્તાનને પદભ્રષ્ટ કરી ત્યાં તાજપોશ થવાની હતી. તેમ ન બને તો જુબાલેન્ડ અને કેન્યામાં સ્વતંત્ર અરબ સલ્તનત સ્થાપવાની હતી.

બરગેસે ચોપાસ દગાખોરીને, હુલ્લડખોરીને શિર ઉંચું કરી સલ્તનતની શિસ્તને ફેંકી દેતાં જોઇ. ચોપાસ ઘોર અંધકાર જામી ગયો. કોઇ મિત્ર, કોઇ સેવક, કોઇ સહાયક ઉપર ઇતબાર રાખી શકાય એવું ન હતું. ઘનઘોર વાદળ આખી સલ્તનત ઉપર છાઇ ગયું હતું.

એ ઘનઘોર વાદળમાં આશાની એકલ જ્યોત સમી મોમ્બાસાની જગાત કોઠી હજી અણનમ ઉભી રહી હતી. એ

જગાત કોઠીનો મોઢ વાણિયો નાકેદાર લાલજી આણંદજી કચ્છી હજી યે બરગેસનો વાવટો ત્યાં ફરકતો રાખી રહ્યો હતો.

લગભગ એક લાખ આરબોએ અને લગભગ ચારસોથી છસો અરબ્બી જહાજોએ એ એક માત્ર અણનમ કોઠીને ઘેરી લીધી હતી. એ કોઠીમાં હતા ગણ્યાગાંઠ્યા પાંચસો જેટલા કચ્છી કાઠિયાવાડી કામદારો. એમનો આગેવાન હતો કચ્છ ભૂજનો મોઢ વાણિયો લાલજી આણંદજી.

મહમદ અબદલ્લાએ કહેણ મોકલ્યું : 'લાલજી, અમારા અંદર-અંદરના ઝઘડામાં તમે પરદેશીઓ શા માટે પડો છો? તમારે પરદેશીઓને શું? 'જીસકે તડમેં લડુ ઇસકે તડમેં હમ.' કોઠી મને સોંપી દે. મારા રાજમાં સુખેથી રળી ખા.'

'આ બંદર, આ બંદરની જગાત અને આ મોમ્બાસા ગામ મારા શેઠ જેરામ શિવજીને સુલ્તાને સોંપ્યાં છે. મારા શેઠે મને સોંપ્યા છે. હું તમને એમ ને એમ સોંપું તો વિશ્વાસદ્રોહી બનું. મારા માલિકનું ફરમાન લાવો ને બંદર કબજે લ્યો.'

'અરે મૂર્ખ, તમે મુઠ્ઠીભર છો. બહુ બહુ તો ચારસો પાંચસો હશો. ને મારી સેનાનાં લેખાં તો હજારે ને લાખે લેખાય છે. ડાહ્યો થઇ જા. મોમ્બાસા મને સોંપી દે.'

એ વિષ્ટિનો ઉત્તર લાલજીએ ન આપ્યો અને પોતાની તાકાતના અભિમાનમાં અબ્દુલ્લાએ કોઠીને કબજે લેવાનું પોતાની વિશાળ તરી સેનાને ફરમાન આપ્યું. મોમ્બાસાને પાદર તોપો

એ એક વાત. બીજી વાત બંડખોરો જીતે, તો આ મુલકમાં ફરીને ગુલામી સ્થપાય. એટલે જે કામ આપણે માથે લીધું છે, એ પાર ઉતારવાને પણ બંડખોરોનો સામનો કર્યે છૂટકો.'

'હા ભા' હા. આમાં તમારે કંઇ સમજાવવું પડે એમ નથી.'

'આવડાં મોટાં સૈન્ય સાથે આપણે પાંચસો જણાં એક મારાથી ટકી ઉભા છીએ. પણ હવે આપણો પડવાનો વારો આવતો મને દેખાય છે, આપણે હવે લાંબો ઉગાર કરી શકીએ એમ નથી.'

'અરે માથાં દેતાં કોણ અટકાવશે? બહુ કમાણી કરી છે આ દેશમાંથી. કોઇક દિવસ ત્યારે માથું આપવાનો પણ વખત આવે ને ભા.''

'મરવાનો મને અફસોસ નથી ભા' ' લાલજીએ ગોઠણભર થઇ વાત આગળ ચલાવી 'પણ આવડા મોટા મુલકમાં, આવડા મોટા સૈન્ય સામે આપણે આટલી આટલી બાથ ભીડ્યા પછી કંગાળને મોતે મરવું મને નથી ગમતું. હું એક માણસ માગું છું. બસ, એક જ. આ આરબના ઘેરામાંથી નાકમાંથી હવા છટકે એમ છટકી જાય એવો. એ માણસ જાય. ઘેરો વટાવીને જંગબાર પહોંચે. જંગબાર પહોંચીને સુલતાનને આપણા સમાચાર દે.'

એક જણ! પાંચસો જુવાન જોદ્ધા એક બીજા સામે રહ્યા. એ બધા કોઇ લડવૈયા નહોતા. લડાઇની એમણે તાલીમ નહોતી લીધી. એ તો નામા લખ

લોલાટ ને કોઇ હતા ઉઘરાણીવાળા; કો

કોઇ ... ચોવટીઆ. પરંતુ જ્યારે અબ્દુલ્લાની રણહાક ઉઠી અને એનો બળવાખોર વાવટો ઉભો થયો, જ્યારે જગાતના નાકેદાર લાલજીની હાકલ પડી, ત્યારે એ સહુ કલમ, કડછી ને કાંટા મૂકી ઉભા થઇ ગયા હતા. રુસ્ટમની કોઠીમાં જંગબારી સુલ્તાનનો થોડોઘણો દારૂગોળો રહેતો હતો. કોઠીના મજબૂત બારણાં વાસી દેવાયાં ને આ પાંચસો પરદેશી માણસ બળવાખોરોની પ્રચંડ સેના સામે જંગબારના સુલ્તાનનાં એક ધીકતાં બંદરનું રક્ષણ કરવા ખડું થઇ ગયું.

પરંતુ લાલજી હવે જે કામ માગતો હતો એ કામ કોઇ સંઘ–બળનું ન હતું. એમાં એક જ માણસનું કામ હતું. એણે આરબોના કારમા ઘેરા વટાવવાના હતા. ઘેરો વટાવ્યા બાદ ખૂબ લાંબો એકલિયો પંથ કાપવાનો હતો. વચમાં ક્યાંય પણ મોત મળે તો ઉગરવાનો આરો ન હતો. ને એની એકની સલામતિ ઉપર પાંચસો માણસની જીંદગી અવલંબવાની હતી ! પોતે નિષ્ફળ થાય તો પોતે મૃત્યુ પામે, એ વાત તો બરાબર હતી. પરંતુ પોતે નિષ્ફળ થાય તો પાંચસો માણસ એને ભરોસે બેઠેલું, નાશ પામે, એ વાત ભયંકર હતી.

બધા એક બીજા સામે જોઇ રહ્યા. આખરે એક જુવાન ખલાસી ઉઠ્યો. જાતનો એ ભડાળો–ખલાસી હતો. મૂળજી એનું નામ.

'હું જાઉં.' એણે કહ્યું.

'એમ ?' લાલજીએ જુવાનની સામે જોયું. 'તો જા, કર ફત્તેહ. જંગબાર પહોંચીને સુલ્તાનને આજ દિવસ સુધીના સમાચાર આપજે. કહેજે કે અમારી સ્થિતિ હવે કફોડી બની છે. અમે જીવ્યા ત્યાં સુધી તમારી

કોઠીની એક સુનાની કણી પણ અબ્દુલ્લાને અમે હાથ નથી જવા દીધી. મરશું ત્યાં સુધી જવા નહિ દઈએ.'

એક સ્વાહિલી માછીમારનો પોષાક સજીને મૂળજી કોઠીની બહાર મધરાતે નીકળ્યો. મૂળજી સમજ્યો કે જો હું કાંઠે જઈશ કે 'જંગબાર તરફ જઈશ, તો પૂછપરછ થશે. એટલે એણે ગામની અંદરના ભાગ તરફ ચાલવા માંડ્યું. ઉપરના ભાગ તરફ ચાલ્યો. માથે લાઠ મૂકીને ચાલ્યા જતા આ મેલાઘેલા સ્વાહિલીને રોકવાની કોઈ આરબને જરૂરત ન લાગી. એમને એમ એ દશેક માઇલ દૂર નીકળી ગયો. મોમ્બાસાના ઘેરાની છેલ્લી ચોકી એણે પસાર કરી દીધી. હવે પોતાને શું કરવું એનો વિચાર કરવાને મૂળજી રોકાયો.

મૂળજી ત્યાંથી દરિયાકાંઠા તરફ ચાલ્યો. આરબના ઘેરાની ઉપર અને ઉપર રહેતો એ મોમ્બાસાથી લગભગ બાર પંદર માઇલ ઉપર કાંઠે આવ્યો. આંહી તેણે એક સ્વાહિલીની હોડી લીધી. હોડીમાં બેસી મોમ્બાસા અને મોમ્બાસાના દરિયામાં લંગર નાંખી પડેલાં અરબ્બી જહાજોને લાંબે ચક્કરે દૂર મૂકીને જંગબાર તરફ જવાને એણે એ વિશાળ હિન્દી મહાસાગરમાં પોતાની નાળિયેરની કાચલી જેવી હોડી ઝુકાવી.

હોડી ચાલી. મૂળજી પાસે નહોતું ખાવાનું ને નહોતું પીવાનું. એને આ ખોબા જેવડી હોડીમાં પાંચસો ગાઉનો પંથ કરવાનો હતો. હોડીની વચમાં ઉભો રહીને હાથમાં રાખેલા લાંબા વાંસથી એ સાગરની શાંત સપાટી ઉપરથી હોડીને જાણે કે દૂર દૂર ઉરાડતો જાય છે. દંડાના વેગથી ગીલ્લી, જેમ દૂર ઉડે એમ વાંસના વેગથી હોડી દૂર અને દૂર ઉડતી કોઈ વેગીલા વહાણના વેગની પણ હરિફાઈ કરતી ઉડતી જાય છે.

બે દિવસ, ત્રણ દિવસ અને હવે તો જંગબાર જાણે કે વાંસને સામે છેડે છે. ભૂખ્યો અને તરસ્યો ભડાળો સતત પરિશ્રમથી ઓગળતા શરીરે મનમાં ગણતરી બાંધે છે: આજે રાત્રે ને કાં કાલ સવારે જંગબાર આવવું જોઈએ.

એકાએક શાંત સાગરમાં તોફાન ઉપડયાં. આખે અંગે ટાઢનાં કમકમાં આવતાં હોય તેમ દરિયો ધ્રુજવા, ચીસો પાડવા લાગ્યો. પવન કારમા પછડાટા કરવા લાગ્યો. દરિયાને જાણે કે મદ ચડયો હોય એમ સાગર મહામસ્તીએ ચડયો. ને એની મસ્તીના ઝપાટામાં મૂળજીની હોડી ભાંગીને ભૂક્કો થઈ ગઈ.

ભડાળો દરિયામાં પડયો. તોફાનમાં આમતેમ ધકેલાયો. ચોપાસ દરિયાની વેરાન સપાટી ઉપર મોજાંની સફેદ કોર સિવાય બીજું કાંઈ જ નહોતું દેખાતું. મોજાંના તાણ બીજી દિશામાં હતાં. છતાં મૂળજીએ લાંબા વાંસ ઉપર પોતાના હાથ ટેકવીને જંગબારની દિશા તરફ તરવા માંડયું.

તોફાન આવ્યું. બરાબર ચકરાવે ચડયું ને આખરે શમી એ ગયું. ને એ તોફાનમાં હોડીવિહોણો બનેલો મૂળજી, જંગબાર તરફ જ આગળ અને આગળ તર્યે જતો હતો.

જંગબારમાં સુલતાન બરગેસ આશંકાના વમળમાં દિવસો વિતાવતો હતો. એની વિશાળ રિયાસતના સિમાડા ટૂંકા અને ટૂંકા બનતા જતા હતા. મોમ્બાસાના કાંઈ જ સમાચાર નહોતા. એ પડયું હશે કે વધારે ટકી રહ્યું હશે? એ ટકી રહ્યું હોય તો તો પોતાને માટે કાંઈક આશા હતી ખરી. એને મદદ કરવાને માટે હિન્દી સરકારે મનવારો મોકલ્યાના સમાચાર એને મળ્યા. એ મનવારો

આવે ત્યાં સુધી મોમ્બાસા આરબ બંડની આગને થોભાવી રાખશે ખરું ? આજ સૈન્યવિહોણા સાધનવિહોણા, સુલ્તાનની સલામતિની એક માત્ર આશા મોમ્બાસા ઉપર હતી. મોમ્બાસા પડે તો પછી એક અઠવાડિયાના ગાળામાં આરબ બંડખોરો જંગબારનો કબજો લઇ લ્યે એમાં એને શંકા ન હતી. મોમ્બાસા ટકી રહે, અંગ્રેજી મનવારો આવે ત્યાં સુધી આપબળે ટકી રહે એ સુલ્તાનની રાત-દિવસની એના ખુદાને બંદગી હતી.

પરંતુ એ મનવારો આવી પહોંચે એ પહેલાં જો દુશ્મનો એનો પૂરો પરાજય કરી દે તો, મોમ્બાસા પડ્યું હોય તો, એ બાજુનો આખો ય મુલક એણે સદાને માટે ખોવાયેલો જ ગણી લેવાનો રહેશે. મોમ્બાસા ! જંગબારના સુલ્તાનની બધી ગણતરી મોમ્બાસાના કિલ્લા ઉપર જાણે કે ઠરી રહી.

એના રાજ્યના ખૂણેખૂણામાંથી અબ્દલ્લાના બળવાના વિજયના સમાચાર એને હરપળે મળતા જતા હતા. ધીમે ધીમે પરંતુ ભયંકર ચોક્કસાઇથી એનાં રાજ્યનો સીમાડો એની છાતી તરફ જાણે કે ધસતો આવતો હતો.

એકાએક એક દિવસે અંગ્રેજ સરકારની મનવારો અને સરકારની મરીન સેનાના જંગબારના બંદરમાં આવી પહોંચ્યાના સમાચાર આવ્યા અને સુલ્તાન બંદર કાંઠા તરફ દોડ્યો. બંદરની હદમાં એણે ત્રણ મોટી મનવારોને દાખલ થતી જોઇ. એ ધક્કા ઉપર ઉભો રહ્યો. એના માટે જાણે કે શાંતિ અને સલામતિનો સંદેશ લઇને ત્રણ મોટા કબુતરો દરિયા ઉપર તરતાં આવતાં હોય એવી ત્રણ મનવારો બંદર કાંઠે આવીને નાંગરતી એણે જોઇ.

એક મનવારમાંથી એ નાના કાફલાનો કોમોડોર–નાયક ઊતર્યો. બંદરના કાંઠા ઉપર જ સુલ્તાન અને એને સહાય કરવા આવેલા અંગ્રેજ અફસરનો મુલાકાત થઈ.

પરસ્પર શિષ્ટાચારની વાતો પૂરી થયા બાદ કોમોડોરે કહ્યુંઃ

'હું આંહીં આવતો હતો ત્યારે દરિયામાંથી મને એક માણુસ મળ્યો. ડૂબવાની અણી ઉપર હતો. 'જંગબાર–મોમ્બાસા' એવું એવું એ લવતો હતો.'

'મોમ્બાસા ?' સુલ્તાન ચમક્યોઃ 'મોમ્બાસા ! એ માણુસ ક્યાં હશે ?'

'મારા જહાજ ઉપર છે, અશક્ત છે. બિચારા માથે બહુ જ આપદા વીતી છે. તમારે એને મળવું છે ?'

'હા, હા, મારે એને મળવું જ જોઈએ. એની વાત ઉપર જ આપણી યોજના તૈયાર કરવાની રહેશે.'

'ઓહ, આઈ સી, આપ ત્યારે પધારશો મારી બોટ ઉપર ?'

જુવાન ભડાળા મૂળજીની આખરની પથારીની આગળ સુલ્તાન જ્યારે જઈને ઉભો રહ્યો, ત્યારે એણે જે દ્રશ્ય જોયું, તેનાથી એની છાતીમાં ડૂમો ભરાઈ આવ્યો. અન્ન અને પાણી વગરની સતત જહેમતે એ જુવાનના હાડ અને માંસ ગાળી નાંખ્યાં હતાં. દરિયાનાં પાણીના મારથી એની ચામડી લીલજામ બની ગઈ હતી. જળચરોએ એના પગમાંથી ને હાથમાંથી માંસના લોચા ચૂંથી પીંખી લીધા

હતા, ને એ જખમો ઉપર લીલાં લૂણ ભેરાતાં કારમી વેદનાની છાયા ભડાળીના મુખ ઉપર શીહા સ્વરૂપે છવાઇ ગઇ હતી.

મૂળજીએ સુલ્તાનને જોયો; પારખ્યો. એની આંખમાં એક ચમક આવી. પથારી ઉપરથી એ અર્ધો બેઠો થઇ ગયો. 'સુલ્તાન! મોમ્બાસા ઉભું છે; પડવાની તૈયારીમાં છે. મોમ્બાસા, મોમ્બાસા!' એનો અવાજ તરડાવા લાગ્યો. તૂટતો તૂટતો એક તીણી ચીસ જેવો બની ગયો. એણે સુલ્તાન સામે પોતાની આંખો નોંધી. છેલ્લી આર્જવતા એમાં ચમકી ઉઠી. એ પડી ગયો. એનો પ્રાણ ઉડી ગયો. એનું દૂતકાર્ય પૂરૂં થયું ને એનું શબ માત્ર પથારીમાં પડ્યું રહ્યું.

સુલ્તાન હવે તો સવાશેર થઇ પડ્યો હતો. મનવારોની એને મોટી ઓથ આવી. ને અબ્દુલ્લાને કંઇ ગમ પડે, સુલ્તાનની અને પોતાની પલટાયેલી સ્થિતિનું એને કાંઇ ભાન આવે, એ પહેલાં બરગેસ, અંગ્રેજી મરીન અને જેરામ શાવજીની ભાટિયા કોર લઇને મોમ્બાસા ઉતર્યો. અબ્દુલ્લા ભાગ્યો.

કોઠી ભાંગી ગઇ હતી. એના પત્થરો ધૂળના ઢેફાં જેવાં બનીને ભોંય ઉપર જાણે કે ટપકતા હતા. પરંતુ એ કોઠી એવીને એવી હાલતમાં ત્રીસ દિવસ સુધી ટકી રહી હતી.

જ્યારે ચોમેરથી બંડખોરી માથા ઉંચકતી હતી ત્યારે મહાસાગરની વચમાં મીઠી વીરડી સમી એક માત્ર કોઠી બંડખોરો અને સુલ્તાનની વચ્ચે જીવતા કિલ્લા જેવી ઉભી રહી હતી. જે કાર્ય ઇ. સ. ૧૮૫૭ના બળવામાં ગ્વાલિયર અને

હૈદરાબાદ કરી બતાવવાનાં હતાં એ કાર્ય આ ઘોર બળવામાં લાલજી આણંદજીની કોઠીએ કરી બતાવ્યું હતું.

જ્યારે સુલ્તાન એ કોઠી પાસે જઇને ઉભો રહ્યો, ત્યારે જાણે કે એ પોતાના રાજમુગટની પત્થરની પ્રતિમા પાસે ઉભો હોય એવી માનબુદ્ધિ એનામાં જાગ્રત થઇ.

એ કોઠીમાં એક વાર પાંચસે માણસ હતું. આજ વિજયને અવસરે, મુક્તિની વેળાએ, ભાગ્યે જ સો માણસ જીવતું રહ્યું હતું. સુલ્તાને લાલજી આણંદજીને પોતાની પાસે બોલાવ્યો:

'લાલજી, તમે અને તમારા દેશભાઇઓએ ખરી જવાંમર્દી બતાવી છે. મારી સલ્તનત તમારી ઋણી છે. માગો. તમે માગો અને હું આપીશ.'

'અમે પરદેશી. આંહી આપની આંખ તળે કમાવા આવ્યા. આજ અવસર આવ્યે અમે આપના આશરાને અને વિશ્વાસને લાયક સાબિત થયા એ જ અમારે મન મોટી વાત છે. રાખો છો એવી મહેરબાની અમ પર રાખજો એવી એક માત્ર અમારી આપની પાસે એક માત્ર માગણી છે.'

'આ તમારી કોમના જેટલા ભાઇઓ આ કોઠીમાં મૃત્યુ પામ્યા છે તેમના સ્વજનોને મારી સલ્તનત તરફથી યોગ્ય મુસારો આપવામાં આવશે. એ બહાદુર ભડાળા મૂળજીના સ્વજનને પણ યોગ્ય વળતર આપવામાં આવશે.' સુલ્તાન મશહુર જંગબારી શાહ સોદાગર જેરામ શિવજી શેઠ તરફ ફરીને બોલ્યો: 'શેઠજી બોલો, બીજું હું શું પ્રિય કરૂં તમારૂં અને તમારી કોમનું?'

'સુલ્તાન, જો તમારે અમારૂં સાચે જ પ્રિય કરવું હોય તો આ મુસારાની વાત મહેરબાની કરી માંડી વાળો. અમે પરદેશવાસી છીએ. આંહી રળવા આવ્યા છીએ એ વાત સાચી. પરંતુ ગરીબ-પરવર, અમે માથાનો વેપાર નથી કરતા. અમારી કોમ આપની સલ્તનત ઉપરની આફતમાં આપની તરફદારી કરે એનો એને બદલો ન જોઇએ. અમને આપ સુખેથી રહેવા ઘો છો, રળવા ઘો છો, એટલે અમારી એ ફરજ છે. અમારી કોમ આંહી રહે છે, ત્યારે પોતાના નવા વતનને માટે એણે ભોગ આપવો એ એની ફરજ છે. સુલ્તાન, અમારા મૃત બંધુઓની વાત અમે સમજી લેશું. અમારા મૃત બંધુઓની માનવતાને ખરીદીને અમને લજવો ના. અમારા બંધુઓના સાહસો અને પરાક્રમોને અમારાં જ રહેવા દઇ, અમને સજ્જન વેપારીઓ તરીકે આંહી જીવવા ઘો, એ જ અમે આપની પાસે માગીએ છીએ.'



## ૭: આરબનું વેર

**જમાદાર, મારા માલિક,** મારું માની જાઓ. આજ ગઢમાં જવામાં સાર નથી.' આરબ બરકંદાર અલી ચાઉસે પોતાના શેઠ જમાદાર સાલમીનને વિનવણી કરી.

'અરે ચાઉસ, તને નકામો વહેમ આવે છે. બાકી જો હું આજ ગઢમાં ન જઉં, તો મારી દશ વરસની નોકરી લાજે ને દશ વરસની દોસ્તી લાજે.'

'જમાદાર, આજ નવાબનો ભરોસો કરવા જેવું નથી. આજ તમારા હેતુ દુશ્મનોએ એને રોષના નશા કરાવ્યા છે. બાપુ, અમરજી જેવા બક્ષીને આજ પકડી લેવામાં આવ્યો છે. એના એ ભાઈ દુર્લભજી ને ગોવિન્દજીને પણ પકડી લીધા છે. તમારી યે ગઢમાં રાહ જોવાતી હશે. એ જ માટે, આજ, મારા માલિક, માની જા મારું. આજ ઘર બહાર નીકળવાની વાત છોડી દે.' ચાઉસ સાલમીન જમાદારના પગમાં પડ્યો. એના બેય પગો પકડીને એ સાલમીન સામે એકી ટસે તાકી રહ્યો. કોઈ વફાદાર કૂતરો પોતાના માલિકની આંખ વાંચવા માગે, એમ આ વફાદાર એકમાર્ગી આરબ પોતાના માલિકની આંખો સાથે આંખ પરોવી રહ્યો:

'અલી, અમરજી અને હું માલિક અને નોકર. જેમ હું અને તું. અમરજી અને હું માત્ર માલિક ને ચાકર નહિ પરંતુ દોસ્ત. એ ગરૂડની પાંખે હું બેઠો ત્યારે તો આજ મારી આ સ્થિતિ છે. અમરજી મારો માલિક છે. અમરજી મારો દોસ્ત છે. અમરજીના મારા ઉપર ઉપકાર છે. આ ત્રણ કારણોથી આજ કોઇ બીજો ગઢમાં ન જાય તો ભલે ન જાય, પરંતુ મારે તો જવું જોઇએ.'

'પણ એનું પરિણામ—'

'આરબ એના દોસ્તને દગો ન દે. આરબ એની મહોબ્બતમાં ઓછો ન ઉતરે. અલી, એ વાતમાં સાર નથી. હું જવાનો છું. મારે જવું જ જોઇશે.'

અલી ચાઉસ ક્યાંય સુધી સાલમીન જમાદાર સામે તાકીને જોઇ રહ્યો. આખરે તે બોલ્યો: 'તો ભલે. હું પણ આવીશ તમારી પાછળ.'

જુનાગઢની ભરબજાર વીંધતો વીંધતો આરબ જમાદાર સાલમીન દરબારગઢ તરફ ચાલ્યો. જમાદાર સાલમીન એ જુનાગઢનો એક જબ્બર જોદ્ધો હતો. કાઠીના કટકમાં, મકરાણીની બેરખમાં, આરબની શીરબંદીમાં ને સિપાહીઓના ડાયરામાં જમાદાર સાલમીનનું નામ સદાકાળ ભય અને આદરથી લેવાતું. એ નિડર હતો, એનો સીનો ભયોત્પાદક હતો અને રણના મેદાનમાં જ્યારે ખરી ભીડને વખતે આ પહેલવાન આરબ પોતાની કમર ઉપરના, શરીર ઉપરનાં તમામે તમામ કપડાં કાઢી નાંખી, લાંબી તલવાર વીંઝતો, મોટા મોટા વાળવાળી ઉઘાડી છાતી સાથે, કાળા પડછંદ ઘોડા ઉપર બેસીને પોતાની આરબ બેરખોને 'હબ બોલો, સબ બોલો'ના પડછંદ પડકારાથી દોરતો, દુશ્મનોના સૈન્ય ઉપર તૂટી પડતો, ત્યારે ભલભલી ખોરાસાની

ટુકડીઓ ને પેશ્વાઇ ને મરાઠાશાહી ઘોડેસ્વાર ફોજો, આ માનવ દૈત્યને રાક્ષસી પડકાર કરતો આવતો જોઇ, પારોઠના પગલાં ભરી જતી.

જુનાગઢની બેસતી બાદશાહીના ઇતિહાસમાં આ મહારથી આરબ જોદ્ધાનું સ્થાન નાનું કે નજીવું ન હતું. હજી તો ગઇ કાલ એણે મરાઠાઓની મહાસેના સામે પાંચસોથી સાતસો માણસોની સહાયથી જુનાગઢનો બચાવ કર્યો હતો. હજી તો ગઇ કાલ એણે નવાબના તોફાની માંડલિકોના હજારોનાં સૈન્યને માત્ર પચાસ મકરાણીની મદદથી વીંખી પીંખી નાંખ્યું હતું. જુનાગઢે આજ દિવસ સુધીમાં આવો કાંડાબળિયો જમાદાર જોયો ન હતો. એક વાર એણે એક મુઠ્ઠી મારીને એક બળદની ખોપરીનાં કાચલાં ઉડાવી દીધેલાં. એક વાર સાઠમારીમાં કુસ્તી કરતાં કરતાં બે મલ્લો સાચો-સાચ ઝઘડી પડીને એક બીજાના જીવ ઉપર આવેલા, ત્યારે આ આરબ જમાદારે એક હાથમાં એક ને બીજા હાથમાં બીજા મલ્લને પકડીને બેયના માથાં જોરથી અફાળી, બેયને અર્ધ બેભાન બનાવીને, એમનો ઝઘડો ભૂલાવી દીધેલો.

અંગબળના કંઇ કંઇ ચમત્કારો આ આરબની આસપાસ વણાતા જતા હતા. કંઇ કંઇ અજબ કથાઓ આ આરબને માટે કહેવાતી. એ જ્યારે બજારમાં ચાલતો ત્યારે માણસો એનાથી દસ કદમ દૂર રહીને ચાલતાં. પોતાની તાકાતના નશામાં એ નરહસ્તિની જેમ ડોલતો ડોલતો આગળ ચાલ્યો જતો.

દરબારગઢમાં એ પહોંચ્યો. આગળ પાછળ જોયા વગર એ ફટફટ કરતો પહેલે મજલે ચડયો. પહેલે મજલે નવાબ પોતાના પાસ-વાનોની વચમાં બેઠો બેઠો હસતો હતો. ભીમ ખોજો હતો, ગુલાબ વૈષ્ણવ હતો, જગજીવન કિંદાણી હતો, કમાલ ચેલો હતો. એ સહુની

સામે આરબ ઉભો રહ્યોઃ નવાબની સામે નજર કરી એણે બુલંદ અવાજે કહ્યુંઃ 'સલામ ગરીબપરવર!'

એ આરબ જોદ્ધાને અચાનક આમ આવી પહોંચેલો જોઇ સહુ ચમક્યા. સહુ હેબતાઇ ગયાઃ 'સાલમીન! જમાદાર! તમે આંહી ક્યાંથી? તમે જુનાગઢમાં છો? તમે–તમે–નાસી—' નવાબના ફિક્કા હોઠમાંથી કંપતા સૂર નીકળતા સાંભળી સાલમીન હસ્યો.

'હું નાસું? શા માટે? મારી સલામ આપે બંધ કરી છે?'

'ના, ના. બંધ તો શું?' નવાબનો હજુરી ભીમ ખોજો વચમાં બોલ્યોઃ 'પણ–આ–જરા—'

'બસ, મારી સલામ બંધ ન હોય તો હું શા માટે સલામે ન આવું?

નવાબની આંખના ખુણા સહેજ લાલ થયા. કમાલ ચેલો નવાબની આંખને લાલ રંગ પકડતી જોઇ હજુરીની સુલભતાથી નવાબનું માનસ પારખી શક્યો : 'જમાદાર, ખુદાવંદને તમારી સલામની જરૂર હશે ત્યારે તમને બોલાવશે. તમને કદાચ ખબર નહિ હોય કે હવે કાંઇ તમારા અમરજીની બક્ષીગીરી નથી ચાલતી, એટલે સમય સમજીને આબરૂભેર ઘેર ચાલ્યા જાઓ.'

જમાદાર ખડખડાટ હસ્યો. એના હાસ્યમાં મુત્સદ્દીઓની અને હજુરીઓની મેલી ખટપટો સામે સિપાહીનો સ્પષ્ટ તિરસ્કાર ગર્જતો હતો : 'કમાલમિયાં, હું તમારી સાથે વાતો નથી કરતો. હું વાતો કરૂં છું નવાબ સાહેબની સાથે અમારી વાતોમાં તમારે વચમાં બોલવાની જરૂર નથી.'

કમાલ ચેલાએ ભેટમાંથી જમૈયો કાઢયો: 'મારૂં મારૂં અપમાન? જાણે છે હું કોણ છું તે?'

જમાદાર સહેજ હસ્યો. એ કદમ આગળ વધ્યો. અચાનક હાથ લાંબો કરી એણે કમાલ ચેલાને એની લાંબી દાઢીમાંથી અદ્ધર ઉપાડી લીધો; 'મિંયા, હજી તો આજકાલથી જમૈયો રાખતાં શીખ્યા છો, તે કયાંક તમને જ વાગી ન જાય એ સંભાળજો. અમે સિપાઇભાઇ કહેવાઇએ. સ્વભાવે ને હાથે ઉતાવળા કહેવાઇએ. અમારી સાથે જીભતોડી ન હોય.'

વેદના અને આત્મવંચનાથી ધ્રુજતા કમાલ ચેલાને ભોંય ઉપર મૂકી દઇને નવાબ તરફ જોઇને સાલમીન જમાદાર બોલ્યો : 'ગરીબ-પરવર, દશ વરસ આપની નોકરી કરી છે, દશ વરસ આપનું લૂણ ખાધું છે. એ લૂણ આજ મને બોલાવે છે. યાદ કરો હજુર એ જમાનો, કે જ્યારે આપ એક પુરબીયા જમીનદાર વસંતરાયને હાથે ઉપરકોટમાં કેદ પૂરાયા હતા. રાધનપુરની ફોજ ચડી આવી હતી. એ વખતે આપને કોણે કેદમાંથી છોડાવ્યા? કોણે આપની ગાદી જાળવી? જનાબ, તમારી આસપાસ આ હજુરીઆઓનું મંડળ ભરાય છે ત્યારે એમની વાતોનો આપને કેફ ચડી જાય છે. પણ એમને તમારી આબરૂની નથી પડી. એ તો તમારી સંપત્તિના લાલચુ છે. આપ આપના કામ એવાઓની હથેલીમાં મૂકો છો, ત્યારે આ રાજ્યને માથે આફતો નોતરો છો, અને રિયાસતના મોટામાં મોટા દુશ્મનની ગરજ સારો છો. આજ હું આપને પૂછું છું આપને શું જોઇએ છે? આપની ખુશામત કરનારા, આપની હા એ હા કર-નારા ખુશામતખોરો અને ગુલામો જ જોઇએ છે ને? તો અમારા જેવાઓને માત્ર કેદ શા માટે કરો છો? માત્ર હદપાર શા માટે કરો

છો ? માત્ર શા માટે અપમાનો છો ? અમને બેલાશક ગરદન દઇ ધો ને ?'

નવાબની મતિ બહેર મારી ગઇ. એની બુદ્ધિની રોશની ઝાંખી પડી ગઇ. 'તમે, તમે...તમારે–ઘેર ચાલ્યા જાઓ.'

'નવાબ સાહેબ, હું કાંઇ મારે ઘેર પાછો જવા આંહી નથી આવ્યો. હું આંહી આવ્યો છું આપની પાસે માંગણી કરવા. જે માણસોએ આ જુનાગઢ બાંધ્યું છે એ માણસોની તમને કશી પરવા નથી પડી. અમરજીને છોડવાની માંગણી હું તમારી પાસે નથી કરતો; કેમકે એ માંગણી તમારા હજુરીઓની જીભમાંથી ચળાઇ ચળાઇને તમારા કાને પહોંચશે ત્યારે એટલી ગંદી બની જશે કે એનો સ્વીકાર કરવામાં અમરજીને ખુદને શોભા નહિ રહે. પરંતુ તમે મને પણ અમરજીની સાથે જ બેસારી ધો. જે ત્રણ જણને તમે કેદખાનામાં પૂરી દઇને તમારી નવાબીનું સાર્થક માન્યું છે એની સાથે મને ચોથાને પણ પૂરો.'

'જમાદાર, તમે લશ્કરના સિપાહી; રાજના કાજમાં તમારે માથું મારવું ન શોભે' ભીમ ખોજો ધીમેથી બોલ્યો.

'એમ ? અમારે રાજકાજમાં માથું ન મારવું એમ ? કોણ કહે છે ? જ્યારે મરાઠા ચોથ ઉઘરાવવા આવે છે ને જ્યારે ગોંડળ આવે છે મહાલો કબજે લેવા, જ્યારે રાંધનપુર આવે છે ગાદી પચાવી પાડવા, ત્યારે તો એ રાજકાજોમાં તમારે અમરજી અને જમાદારની જ જરૂર પડે છે. જ્યારે તમારા વસંતરાયો ફાટે છે, અરે નવાબ સાહેબ, જ્યારે મ્હોએ છકાવેલા આ તમારા હજુરીઓ જ્યારે ફાટે છે, ત્યારે પણ તમને અમરજી અને સાલમીન, દુર્લભજી ને ગોવિન્દજી જ યાદ

આવે છે. અત્યારે અમારી વાત તમને ગળે નથી ઉતરતી? નહિ ચાલે નવાબ સાહેબ, એમ આ રાજ્ય નહિ થઇ શકે. જે વાત અમરજી તમને કોઇ દિવસ નથી કહેતા, કોઇ દિવસ નથી કહેવાના, એ વાત હું આજ આપને કહી દઉં. આપ રાજ કરો છો એ આપનામાં કોઇ ખુદાઇ શક્તિ ભરી છે એના જોર ઉપર રાજ નથી કરતા. અમારા જેવાઓ જ્યાં સુધી જાન ન્યોછાવર કરવા તૈયાર છે ત્યાં સુધી આ જુનાગઢનું તખ્ત સલામત સમજજો. અમે તમારૂં રાજ જાળવીયે છીએ, વધારીએ છીએ. અમે એટલા બદલાની આશા રાખીયે કે આ રાજમાં અમારો મરતબો જળવાય. અમારા લોહીના બુન્દેબુન્દ જ્યારે તમારી રિયાસતના નવા સિમાડા આંકે છે ત્યારે અમે આપની પાસે અમારી જાત સલામતિની તો આશા રાખીએ.

નવાબના કાન આવી વાતો સાંભળવાને ટેવાયા નહોતા. પોતાનો પગારદાર આરબ! પગાર ખાય છે કે મફત ચાકરી કરે છે? એના મુખમાંથી આવી આકરી વાતો? તો પછી પોતાની નવાબી ક્યાં? પોતાની સત્તા ક્યાં? ત્રણ બદામનો આરબ પોતાના મહેલમાં પાંચ માણસની વચમાં પોતાને ઠપકો આપવા માંડે તો પછી એ મહેલ અને એ નવાબી શા ઉપયોગનાં?

'અરે કોણ છે? કાઢી મૂકો આ આરબને.' નવાબે કરડે અવાજે બૂમ પાડી.

સાલમીનની આંખો ખેંચાઇ. 'મને કાઢી મૂકવો છે? નવાબ સાહેબ, મને મોકલાવી ધો પકડીને અમરજીની પાસે. એટલે થયું. હું પણ બીજું ક્યાં માગું છું?'

'અરે, જુઓ છો શું? બોલાવો ગુરજબરદારોને. આ હરામખોર જમાદારના હથિયારપડિયાર આંચકી લ્યો. કાઢી મૂકો એને મારી નિગાહમાંથી. મૂકી આવો એને જુનાગઢની હદપાર.'

સ્વસ્થ અભિમાનથી જમાદાર બોલ્યો : 'નવાબ, અમારા નામની તમને આટલી નફરત ચડી છે? અમારા ચહેરાની તમને આટલી સૂગ ચડી છે? નવાબ!' અભિમાનથી છાતી કાઢી જમાદાર બોલ્યો : 'તમારા જેવા નવાબ અમને કંઇક મળી રહેશે, અમારા જેવા સેવક તમને સહેલાઇથી નહિ સાંપડે.'

દરવાજામાં પાંચ છ મકરાણીઓ ને બેચાર ખાંટ નવાબની હાકે દોડયા આવ્યા હતા તે ઉભા હતા. નવાબે કમાલ ચેલાને સંજ્ઞા કરી. કમાલે મકરાણીઓને કાંઇક નેત્રપલ્લવી જેવું કર્યું. સાલમીનથી આ સંજ્ઞાઓ છાની ન રહી.

'નવાબની હજુરમાં આવવું હતું એટલે મારી પાસે હથિયાર છે જ નહિ.' સાલમીન એ ઓરડામાં ઘુંટણભર પડયો. એના હોઠ થોડીવાર ફડફડવા લાગ્યા. પછી તે બોલ્યોઃ

'આવો મને મારો. મૃત્યુનો મને ભય નથી, જેટલો જીવતરનો હતો.'

સાલમીને મકરાણી પાસેથી તલવાર લીધી. એની ધાર તપાસી જોઇ. પોતાના હાથોવતી પોતાની ગરદન ઉપર એણે જખમ કરવાની જગ્યા બતાવતાં હસીને કહ્યું : 'બસ આ ઠેકાણે મને ઘા કરજો.'

મકરાણી તો આ શાંતિ જોઇ તાજુબ થઇ ગયો. આટલી શાંતિ અને આટલી સ્વસ્થતાથી એણે કોઇને મોતને ભેટતાં નહોતો

જોયો. એની બુદ્ધિ બહેરી બની ગઇ. મગજ બહેરૂં બની ગયું. એણે એક ફટકો માર્યો. ન એક ચીસ સંભળાઇ, ન એક વેદનાની આહ સંભળાઇ. ધડ ઘુંટણ ઉપર હાથ ટેકવીને પડયું રહ્યું. માથું નીચે દડી પડયું.

જ્યારથી જમાદાર સાલમીન અંદર આવ્યો હતો અને અમરજી અને એના બે ભાઇઓના છૂટકારાની આગ્રહભરી માગણી કરતો હતો ત્યારથી જ ખટપટી ચોકડીને લાગ્યું હતું કે એમના ખટપટ–શરીરમાં આ નવી શૂળ જાગી છે અને એનું આકરૂં ઔષધ કરવું પડશે. અમરજી ઉપર હાથ ઉગામવાના એક નહિ પણ અનેક કારણો હતાં. અમરજીના ખૂનના પ્રત્યાઘાત રાજ્યની ફોજ ઉપર કેટલા થાય એનો વિચાર કરતાં કાવતરાંખોરો કંપી ઉઠતા હતા; પરંતુ જમાદાર સાલમીન પરત્વે એવી કોઇ શંકા રાખવાનું કારણ ન હતું. જમાદાર સાલમીનના ખૂનથી જુનાગઢ રાજ્ય કાંઇ રસાતાળ નહોતું જવાનું.

ભામ ખોજાએ કહ્યું : ‘જાઓ, લઇ જાઓ લાસને. દાટી ઘો બહાર. માથાંને લટકાવી ઘો દરવાજે. બતાવો ગામના લોકોને રાજના દ્રોહીની શી વલે થાય છે તે.’

એકાએક એ મહેલમાં એક તીણી ચીસ સંભળાઇ. એ ચીસ કોઇ માનવીની હતી ? કોઇ વિકરાળ વનચરની હતી ? કોની હતી એ ચીસ ? ફરીને એ તીણી ચીસ સંભળાઇ અને ઓરડાના દરવાજાની અંદર જાણે કે ચિતા ઉપરથી ઉઠીને શબ આવ્યું.

એની આંખો લાલ લાલ અંગાર જેવી તગતગતી હતી. બધે ફરતી છતાં જાણે કાંઇ નહોતી જોઇ શકતી. એની આખી કાયા

'અરે, જુઓ છો શું? બોલાવો ગુરજબરદારોને. આ હરામ-ખોર જમાદારના હથિયારપડિયાર આંચકી લ્યો. કાઢી મૂકો એને મારી નિગાહમાંથી. મૂકી આવો એને જુનાગઢની હદપાર.'

સ્વસ્થ અભિમાનથી જમાદાર બોલ્યો : 'નવાબ, અમારા નામની તમને આટલી નફરત ચડી છે? અમારા ચહેરાની તમને આટલી સૂગ ચડી છે? નવાબ!' અભિમાનથી છાતી કાઢી જમાદાર બોલ્યો: 'તમારા જેવા નવાબ અમને કંઇક મળી રહેશે, અમારા જેવા સેવક તમને સહેલાઇથી નહિ સાંપડે.'

દરવાજામાં પાંચ છ મકરાણીઓ ને બેચાર ખાંટ નવાબની હાકે દોડયા આવ્યા હતા તે ઉભા હતા. નવાબે કમાલ ચેલાને સંજ્ઞા કરી. કમાલે મકરાણીઓને કાંઇક નેત્રપલ્લવી જેવું કર્યું. સાલમીનથી આ સંજ્ઞાઓ છાની ન રહી.

'નવાબની હજુરમાં આવવું હતું એટલે મારી પાસે હથિયાર છે જ નહિ.' સાલમીન એ ઓરડામાં ઘુંટણભર પડયો. એના હોઠ થોડીવાર ફડફડવા લાગ્યા. પછી તે બોલ્યો:

'આવો મને મારો. મૃત્યુનો મને ભય નથી, જેટલો જીવતરનો હતો.'

સાલમીને મકરાણી પાસેથી તલવાર લીધી. એની ધાર તપાસી જોઇ. પોતાના હાથોવતી પોતાની ગરદન ઉપર એણે જખમ કરવાની જગ્યા બતાવતાં હસીને કહ્યું: 'બસ આ ઠેકાણે મને ઘા કરજો.'

મકરાણી તો આ શાંતિ જોઇ તાજુબ થઇ ગયો. આટલી શાંતિ અને આટલી સ્વસ્થતાથી એણે કોઇને મોતને ભેટતાં નહોતો

જોયો. એની બુદ્ધિ બહેરી બની ગઇ. મગજ બહેર બની ગયું. એણે એક ફટકો માર્યો. ન એક ચીસ સંભળાઇ, ન એક વેદનાની આહ સંભળાઇ. ધડ ઘુંટણ ઉપર હાથ ટેકવીને પડ્યું રહ્યું. માથું નીચે દડી પડ્યું.

જ્યારથી જમાદાર સાલમીન અંદર આવ્યો હતો અને અમરજી અને એના બે ભાઇઓના છૂટકારાની આગ્રહભરી માગણી કરતો હતો ત્યારથી જ ખટપટી ચોકડીને લાગ્યું હતું કે એમના ખટપટ–શરીરમાં આ નવી શૂળ જાગી છે અને એનું આકરૂં ઓૈષધ કરવું પડશે. અમરજી ઉપર હાથ ઉગામવાના એક નહિ પણ અનેક કારણો હતાં. અમરજીના ખૂનના પ્રત્યાઘાત રાજ્યની ફોજ ઉપર કેટલા થાય એનો વિચાર કરતાં કાવતરાંખોરો કંપી ઉઠતા હતા; પરંતુ જમાદાર સાલમીન પરત્વે એવી કોઇ શંકા રાખવાનું કારણ ન હતું. જમાદાર સાલમીનના ખૂનથી જુનાગઢ રાજ્ય કાંઇ રસાતાળ નહોતું જવાનું.

બામ ખોજાએ કહ્યું : 'જાઓ, લઇ જાઓ લાસને. દાટી ઘો બહાર. માથાંને લટકાવી ઘો દરવાજે. બતાવો ગામના લોકોને રાજના દ્રોહીની શી વલે થાય છે તે.'

એકાએક એ મહેલમાં એક તીણી ચીસ સંભળાઇ. એ ચીસ કોઇ માનવીની હતી ? કોઇ વિકરાળ વનચરની હતી ? કોની હતી એ ચીસ ? ફરીને એ તીણી ચીસ સંભળાઇ અને ઓરડાના દરવાજાની અંદર જોયું કે ચિતા ઉપરથી ઉઠીને શબ આવ્યું.

એની આંખો લાલ લાલ અંગાર જેવી તગતગતી હતી. બધે ફરતી છતાં જાણે કાંઇ નહોતી જોઇ શકતી. એની આખી કાયા

ઉપર અપાર્થિવ લાલપના કારમા ઓળાના ભરતીઓટ થતા જાણે કે દેખાતા હતા. અંગારા ઓઢીને ચિતા ઉપરથી શબ આવ્યું હોય એવો એ માનવી આવ્યો. એની વાચા જાણે કે ખાક થઇ ગઇ હતી. એણે ફરીને ચીસ નાખી. એ ચીસની અંદર કારમી રૂદ્રતા, વેદનાના અતિરેક અને પરિણામનો બેપરવાઇના સૂર ગાજતા હતા. એ ઓરડીમાં હાજર એવા નવાબે કે એના પાસવાનોએ કે એના કદમપોશ મકરાણીએ એવી ચીસ જીંદગીમાં કોઇ દિવસ નહોતી સાંભળી. એ માનવી તે સાલમીનનો ચાકર અલી ચાઉસ હતો.

એક છલાંગ મારી એણે મકરાણીના હાથમાંથી સાલમીનના લોહીથી નીતરતી તલવાર લીધી. એણે સાલમીનનું માથું વાળો વતી પકડયું. એક ક્ષણ એ માથું એણે પોતાની આંખ સામે ધરી જોયું. જાણે કે ક્યાંય એમાં જીવ રહી ગયો હોય એમ ચાઉસે એ માથું ફેરવી ફેરવીને જોયું. 'માલિક! મેરે માલિક!' ચાઉસની લાલ આંખોમાંથી જાણે કે લોહીનું ટીપું પડ્યું. બીજી ક્ષણે અલી ચાઉસે એ માથું એના લાંબા કેશ વતી પોતાની લાલ લાંબી દાઢી સાથે બાંધી દીધું.

અલી ચાઉસે તલવાર લીધી, તોળી. બધા બે કદમ પાછા હઠી ગયા. ચાઉસ એક ફલાંગ મારી નવાબની પાસે આવીને ઉભો. 'નવાબ,' પીસેલા હોઠમાંથી સૂસવતા અવાજે ચાઉસે ત્રાડ પાડી: 'કરી લે બંદગી, જો કોઇ ખુદામાં તને ઇતબાર હોય તો.'

અલી ચાઉસનો એ વખતનો કરપીણ દેખાવ સ્મશાનમાં નૃત્ય કરતા કોઇ કંકાળ જેવો જોઇને નવાબના હોસ તમામ ઉડી ગયા હતા. જે ભયંકર દગાખોરીથી એણે આજ દિન તક પોતાના સાચા ખેરખાહોને દગો દીધો હતો, જે નીચ આપમતલબથી એણે આેા-

નિશ સ્વજનોના હાડમાંસ પોતાના તખ્ત નીચે સીંચ્યાં હતાં એ દગાખોરી, એ આપમતલબ, આજ ભીષણ સ્વરૂપ લઇ એના ઉપર ભીષણ પ્રતિકાર લેવા આવેલી એને દેખાઇ.

જગજીવન કિકાણી આગળ આવ્યો. એણે અલી ચાઉસના હાથને ઝાપટ મારી. એની ઝાપટે જાણે કે નજરબંદીના જાદુ વિખરાઇ ગયાં અને કમાલ ચેલો, ભીમ ખોજો, ગુલાબ વૈષ્ણવ વગેરે પોતપોતાની તલવારો તાણી ઉભા થઇ ગયા. જગા કિકાણીએ ચાઉસ ઉપર પાછળથી ચોટ નાંખી. ચાઉસ ચેત્યો. નવાબને મૂકી દઇ એ ઓરડાની વચમાં આવ્યો.

એણે જગા કિકાણી ઉપર તલવારનો ઘા કર્યો. જગા કિકાણીનો હાથ જખમાયો. ડાની આંખો કમાલ ચેલા ઉપર ઠેરવીને એણે એના ઉપર ફલાંગ મારી. ફલાંગ મારીને જમણા પગના પગરખા સહિત એક સખ્ત લાત એણે કમાલના મોઢા ઉપર લગાવી. શરીર-યુદ્ધનો આ ભયંકર અરબ્બી દાવ કમાલ ચેલાથી ન છીરવી શકાયો. એ બેભાન જેવો બનીને નાક અને મોઢામાંથી નીકળતા લોહીને દબાવવા મથતો એક ખૂણામાં પછડાયો. આરબને મહાતોફાને ચડેલો જોઇ ભીમખોજો અને નવાબ એ ય ત્યાંથી ભાગ્યા.

એક ક્ષણ ચાઉસ ત્યાં ઉભો રહ્યો અને એની આંખમાં પોતાના આથમતા જીવનની કેસરિયા સંધ્યા પૂરાઇ. પોતાની દાઢી સાથે હિંચ લેતું પોતાના માલિકનું મસ્તક એણે ફરીને ચૂમ્યું. નાસતા નવાબની પીઠ પાછળ ચાઉસે બૂમ પાડી :

'ઓ નવાબ! મારા માલિક અને મારા અન્નદાતાનું માથું હું લઇ જાઉં છું મારી સાથે; એક દિવસ એનું ધડ લેવા આવીશ તારી પાસે.'

આરબના તોફાનની વાત આખા દરબારગઢમાં જાહેર થઇ ચૂકી હતી. અને જીવ લઇ નાસેલા નવાબ અને ભીમ ખોજાના મોકલ્યા મકરાણીઓએ આરબને ઘેરી લીધો.

'અલ્લા બેલી' કરતો આરબ એકલે હાથે એ મકરાણીઓના ઘેરામાંથી બહાર નીકળી ગયો. પચીસ પચીસ મકરાણીઓની લોથ એને હાથે સૂતી. પછી હજી યે લોહી ટપકતું માથું પોતાની દાઢીએ બાંધીને બબ્બે હાથે પોતાને માટે માર્ગ કરનાર કાળભૈરવ જેવા દેખાતા આરબને અટકાવવાની કોઇને હામ ના રહી. આરબ ગઢની બહાર નીકળી ગયો. જુનાગઢની ઉભી બજારે વીસવીસ જખમોમાંથી લોહી ટપકાવતો પોતાની દાઢીએ સાલમીનનું માથું બાંધીને આગળ ચાલ્યો. એની આંખમાંથી જાણે કે જ્વાલામુખીની લાવા પ્રજ્વલતી હતી. એની કાયામાં જાણે કે ધરતીકંપના તાંડવ જોમ પૂરાયાં હતાં. ગાંડો હાથી આવતો સાંભળીને જેમ શેરીઓ ઉજ્જડ થઇ જાય, એમ આરબને ઉભી બજારે આવતો સાંભળીને સારા શહેરમાં સૂની શાંતિનો સન્નાટો છાઇ ગયો —જાણે કે પુરાણોમાંથી ઉતરી આવીને કોઇ રાક્ષસ નગરીને ભરખી જવાને આવ્યો હોય એમ. આરબને દિશાનું ભાન નથી. સમયનો કોઇ વિવેક નથી. પોતાના મરહુમ માલિકના મસ્તક સિવાય એની આંખો બીજું કાંઇ જોતી નથી. એના મૃત્યુકાળના આખરી શબ્દોની ફરી ફરી યાદગીરીના મુંગા છતાં સતત સંભળાતા જાગતા પડઘા સિવાય એના કાન બીજું કાંઇ સાંભળતા નથી. એકમાત્ર પરિતાપ એનાં હૈયામાં જલે છે. એના વદન ઉપર વેદનાની શ્વેતતા છાઇ દે છે : પોતાના માલિકનું ખૂન કરનારાઓ ઉપર કિન્નો લેવો.

આરબ ચાલ્યો જાય છે અને પોતે કયાં જાય છે એની

પણ એને ગમ નથી. એ જાય છે જ્યાં એના પગ એને લઇ જાય ત્યાં. એક દિવસ અને એક રાત એ એમ ને એમ ચાલ્યો. આખરે જ્યારે દાઢીએ બાંધેલું મૃત મસ્તક દુર્ગંધ મારવા માંડે છે, જ્યારે એના માથા ઉપર એ દુર્ગંધથી ખેંચાઇને કાગડા, અને ગીધો કલબલાટ કરવા માંડે છે, ત્યારે એ ઉભો થઇ રહે છે. એક નાની નદીના ખળખળતાં પાતળાં નીર એક નાના ગામને પાદરથી વહી જાય છે. એ નદીને કાંઠે આરબ અલી ચાઉસ, જમાદાર સાલમીનના મસ્તકને દફનાવે છે. બે ત્રણ નાના પથ્થરોની એ એક કંગાળ કબર બનાવે છે. બાજુમાં એક ઝાડ રોપે છે. આખરી મજલની આ વિધિ પૂરી કરી દાઢી ઉપરથી ઉતારેલા ભારને પોતાના હૈયાં ઉપર નવેસરથી લાદતો જતો આરબ થોડે દૂર જઇને એક વટેમાર્ગુને પુછે છેઃ ‘આ ગામનું નામ શું ?’ અને વટેમાર્ગુના જવાબ ઉપરથી અલીને માલમ પડે છે કે એ ગામનું નામ સીમરોલી છે, અને માંગરોળના શેખના કબજાનું એ ગામ છે.

સીમરોલીથી આરબ માંગરોળ જાય છે. માંગરોળનો શેખ શેખમીયાં પોતાના સૈન્યમાં આરબોની ભારે ભરતી કરતો હતો. અલી ચાઉસ માંગરોળની શિરબંદીમાં દાખલ થાય છે.

માંગરોળના કસ્બાતીઓને હાંકી કાઢીને જ્યારથી શેખમીયાં માંગરોળનો ધણી થઇ બેઠો હતો ત્યારથી શેખમીયાંને પોતાની જીંદગાનીમાં એકમાત્ર સિદ્ધિ સાધ્ય કરવા જેવી દેખાતી હતી. સોરઠની ધીકતી દરિયાપટ્ટી ઉપર પ્રાચીન કાળના ચાવડાઓની માફક એક સ્વતંત્ર સત્તા જમાવવી. એની આ મહત્ત્વાકાંક્ષાએ આજ દિન તક એ અનેક નાનામોટાં ધીંગાણાંઓમાં પડી ચૂકયો હતો. ટુંકાં

સૈન્ય અને ટુંકી રિયાસતનો આ રાજા કોઇ અજબ હિંમતવાન આદમી હતો. બળિયા સાથે બાથ ભીડનારો, અનેકવાર હારતો, છતાં સદાયે નવી નવી બાથો ભરવા માટે તૈયાર રહેનારો, એના જેવો બીજો કોઇ રાજા હજી કાઠિયાવાડના ઇતિહાસમાં પેદા નથી થયો. માંગરોળથી લાંબી હરણફાળ ભરીને એ ઠેઠ પોરબંદર ઉપર પછડાય છે. ત્યાંથી ગુલાંટ ખાઇને નગરના મેરામણ ખવાસ સામે જંગ માંડે છે. ભા' કુંભો તો આ બોખા જેવડી રિયાસતના કાંડાબળિયા ધણીથી સદા દૂરને દૂર જ રહેવામાં પોતાની સલામતિ વાંચે છે. જે દિવાન અમરજી સામે ગોંડળ, પોરબંદર, જામનગર, કચ્છ, ગાયકવાડ વગેરે ઉંચી આંખે નહોતા જોઇ શકતા, એ અમરજીની સામે પણ બધી યે વાર હાર ખાવા છતાં પણ, વીસ વીસ વર્ષ સુધી એકલે હાથે જંગ ખેડનાર આખા કાઠિયાવાડમાં એક જ પુરૂષ અને તે માંગરોળનો શેખમીયાં.

આવા દરબારને આંગણે ચુનંદા લડવૈયાઓને માટે સદા આદરમાન હતાં. અલી ચાઉસને પણ આંહી ઠીક ફાવી ગયું. આરબની સાહસિકતા, એની જાંનફેશાની વગેરેને કારણે આરબ ઉપર શેખમીયાંની પ્રીતિ ઉતરી હતી. આરબ માંગરોળની આરબ પલ્ટનોમાં જમાદારની પદવી સુધી ચડયો.

પરંતુ આરબને એની નવી કીર્તિ કે એની નવી પદવી હૈયે જરાયે જંપ નથી લેવાં દેતાં. એ સુવે છે ને એ એક ધડ વગરનું મસ્તક જુએ છે. એ જાગે છે ને પોતાના પહેલવાન માલિકની પારદર્શક કાયા જાણે કે ડેલીના ઉંબરમાં ઉભી ઉભી એની મૂંગી રાહ જોયા કરે છે. હવામાં એને શુષ્ક ભણકારા પડે છે: 'ચાઉસ, ઓ ચાઉસ.' એ બહાવરો બનીને ચોપાસ જુએ છે, અને જાણે કે પોતાનો લાંબો

ઝભ્ભો સંકોરીને ઉતાવળી ઉતાવળી કોઇ વ્યક્તિ પરસાળમાંથી આંગણામાં ઝપટથી હમણાં જ ચાલી ગઇ હોય એવી એને ભ્રમણા થાય છે. જાણે કે એના હૈયામાં કોઇ ભૂતે વાસો કર્યો હોય, એમ પોતાના માલિકની આખરી સ્મૃતિ અહોનિશ એના મગજને ફૂંખી નાંખે છે, અને આરબના રણના પૂર્વજોનું બેદવીન તોખમ એના રોમેરોમમાંથી 'કિન્નો કિન્નો' પોકારી ઉઠે છે.

'ચાઉસ', એક દિવસ માંગરોળના દરબારે અલી ચાઉસને પોતાની પાસે બોલાવીને આજ્ઞા આપીઃ 'હમણાં હમણાં જુનાગઢનાં નાવ તોફાને ચડ્યાં છે. અમરજી કે એના ભાઇઓ તો છે નહિ. દિવાન છે પેલો ભીમ ખોજો, ને બક્ષી છે પેલો કમાલ ચેલો. એમાંથી એકેયથી શેકયો પાપડ ભંગાય એમ નથી. પગાર નહિ મળવાથી રાજનું લશ્કર પણ બેદિલ છે. માટે ચડી જાઓ જુનાગઢના રાજ ઉપર, લેવાય એટલું હાથ કરો.'

ભીમ ખોજો ! કમાલ ચેલો ! આરબના દિલમાં રાક્ષસી આનંદ ઉભરાયો. દિશાઓમાં જાણે કે પોતાના આનંદના પડઘા એણે સાંભળ્યા. એના મગજના તારેતારમાં મહા કારમો ઉન્માદ નાચવા લાગ્યો. એની આંખ આગળ એણે જમાદાર સાલમીનના માથા ઉપર તલવારો પડતી જોઇ. એના કાનમાં ભીમ ખોજા અને કમાલ ચેલાના હાસ્યના જાણે કે ભીષણ પડઘા ઉઠ્યા. આરબ ઉઠ્યો.

અને પછી જુનાગઢના રાજ્ય ઉપર જાણે કે કારમો વાવંટોળ ઉતર્યો. આટલી સેના, આવા લડવૈયા, આટલી સાધન સામગ્રી અને આટલો દારૂગોળો, છતાં આટલા વેગથી જુનાગઢ રાજ્યની સેનાના ભુક્કા ઉડતા કોઇએ નહોતા જોયા. રિયાસતના સીમાડા

ઉપર લાખોના ખરચે બાંધેલાં, લાખોના ખરચે નિભાવાતા દુર્ગમ લેખાતા કિલ્લાઓ આટલા કાચા, આટલા કાગળના, કોઇ દિવસ નહોતા દેખાયા. સીલ પડ્યું, બગસરા પડ્યું, કેશોદ પડ્યું, શાહપુર પડ્યું, બાંટવા ને વેરાવળ પડયાં, ચોરવાડ કબજે ગયું. કારમો ઝંઝાવાત જેમ કોઇ વૃક્ષના પાંદડા ખંખેરી ખંખેરીને પોતાની સમક્ષ ઉરાડવા માંડે એમ અલી ચાઉસે જુનાગઢના સિમાડાઓના કિલ્લાઓ એક પછી એક જાણે કે જડમૂળમાંથી ઉખેડી ઉખેડીને ફેંકી દેવા માંડ્યા.

પરંતુ એક દિવસ સમાચાર આવ્યા કે નવાબે હેરાનપરેશાન થઇને અમરજીને જુનાગઢની દિવાનગીરી સુપ્રત કરી છે. ચકોર શેખમીયાંએ એ સમાચાર સાંભળીને જુનાગઢ સામેની પોતાની વૈરયાત્રા સંકેલી લીધી. સાવધ અને બલવાન દુશ્મનને નમી જવામાં શેખમીયાંએ કદિ પે નાનમ નહોતી વાંચી. એ દુશ્મન અસાવધ હોય ત્યારે એના ઉપર ચોમેરથી હલ્લો કરવામાં શેખમીયાંને નીતિના કોઇ નિયમનો ભંગ નહોતો દેખાતો. એટલે ખુદ પોતાને મહાત કરવા માટે નવાબે મનાવી આણેલા સમશેર બહાદુર અમરજી સાથે એણે પુરાણી દોસ્તીનો દાવો કાઢયો. પોતે બન્ને એક જ ગામના હતા એ વાત એણે ખૂબ ભારપૂર્વક જણાવી. અમરજીને ય બીજાં હજાર કામ હતાં. માંગરોળ અને જુનાગઢ વચ્ચે ફરીને પાછી દોસ્તી જામી.

અલી ચાઉસને આ દોસ્તીમાં આત્મવંચના લાગી. જે દિવસે સમાધાની થઇ, તે દિવસ અલી ચાઉસે ઉપવાસનો કાઢયો. માંગરોળને અને શેખમીયાંને સલામ કરીને એ ત્યાંથી ચાલ્યો.

સીમરોલીને પાદર એણે એ કંગાલ કબરને લોબાનના ધૂપ દીધા. એ કબર ઉપર એણે લીલાં કફન ઓઢાડ્યાં. આખી રાત એ એ

કબર પાસે બંદગી કરતો બેઠો રહ્યો. આખી રાત એણે જમાદાર સાલમીનના રૂહ સાથે કંઇ કંઇ મૂંગી વાતોમાં વીતાવી. સવારે જ્યારે એ કબર પાસેથી ઉઠ્યો, ત્યારે દાંતો વચ્ચે પીસાયેલા હોઠોમાંથી નીકળેલા લોહીથી એનાં કપડાં લાલ રંગાઇ ગયાં હતાં.

રખડતો, ભમતો આરબ ચાકરીની શોધમાં ને શોધમાં આગળ અને આગળ ચાલ્યો જાય છે. આરબની ચાકરીની શરતો સહેલી નથી. જુનાગઢ રાજ્ય સામે સતત સંગ્રામ ખેડી શકે, ભીડ પડયે જુનાગઢ ઉપર પોતાની આખી યે રિયાસત કુરબાન કરવા તૈયાર બની જાય, એવો રાજસી માલિક આરબને જોતો હતો.

આખા કાઠિયાવાડમાં આરબ ભમ્યો, પણ પોતાનું દિલ ઠરે એવો માલિક એને કયાંય ન દેખાયો. આરબે પોરબંદર ઉપર નજર નાંખી. એક કમતાકાત પરંતુ ગુમાની રાણાને એણે પોર-બંદરના તખ્ત ઉપર જોયો. જુનાગઢ સામે એકલે હાથે એક દિવસ પણ વેર ખેડવાની રાણા સરતાનજીતમાં એને હામ કે શક્તિ ન દેખાયાં. આરબ પોરબંદરથી પાછો ફરી ગયો.

આરબે મોતીવાળા જામની નગરની હાલારી પાદશાહત ઉપર એક નિગાહ નાંખી. એની આંખ તો ત્યાં ઠરે એવું હતું. જાતે બહાદુર નહિ પરંતુ બહાદુરોને પોતાની આસપાસ વિંટળાયેલા રાખતા, નક્ષત્રો વચ્ચે ચંદ્ર જેવા મેરામણ ખવાસને એણે ભગીરથ કામોને પાછલે દરવાજેથી પાર પહોંચાડતો જોયો. ઝેરનું પ્યાલું, જલ્લાદનું ખંજર, બેવફા દોસ્તી, આદિ આદિ અનેકવિધ સાધને એ ખવાસે નગરના સીમાડાને એક બાજુ જુનાગઢ ને બીજી બાજુ પોરબંદર સાથે ભેટાડી દીધા

હતા. ખવાસ હિકમતબાજ હતો, કાબેલ હતો. ભલભલાંને ભૂ પાય એવો હતો. પરંતુ એના રાહ એ આરબના રાહ નહોતા. પૈસા વતી માણસ જેમ ઢોર ખરીદે, ખેતર ખરીદે, રાજની ચાકરી ખરીદે, કે રાજની માંડવી ખરીદે, એમ નાણાં-ભીડમાં આવી પડેલાં રાજ્યોને નાણાં ધીરી ધીરી, એમની પાસેથી મહાલો વેચાતા લઇને પોતાના રાજ્યને વધારતા ગોંડળના ભા'કુંભા વિષે તો એને કાંઇ વિચાર જ કરવાનો નહોતો.

રજવાડે રજવાડાના માપ કાઢતો જતો આરબ આગળ અને આગળ ચાલ્યો જાય છે. જુનાગઢ અને એની વચ્ચે અંતર વધતું જાય છે. પરંતુ એ જુનાગઢને નથી ભૂલતો. દરબારગઢના એ નાના ઓરડાને નથી ભૂલી શકતો. સીમરોલીને પાદર આવેલી પેલી ગરીબ કુબરને પણ એ નથી ભૂલી શકતો. બેફામ, બેધ્યાન આરબ આગળ અને આગળ ચાલ્યો જાય છે. એના દિલ અને એના શરીર વચ્ચેની સાંકળ લંબાતી જાય છે.

વડોદરામાં ગાયકવાડ સરકારનાં શાસન હતાં ને ફત્તેસિંહરાવ ગાયકવાડ દર વર્ષે કાઠિયાવાડ ઉપર ચડી જતા. દર વર્ષે જુનાગઢ સામે પોતાનું જોર માપતા. પાછા તો હંમેશ પડતા, છતાં હંમેશ એ પાછા આગળ વધતા. એવા ફત્તેસિંહરાવ ગાયકવાડની મુલકગીરી ખેડનારી સેનામાં આરબ જમાદાર તરીકે નોકર રહ્યો.

અને પછીને વર્ષે જ્યારે શ્રીમંત સરકાર સોરઠની પેશકસી વસૂલ લેવા નીકળ્યા, ત્યારે આરબના ખમીર એને પરખાયાં. માલી-સમડીના મેદાનમાં અમરજી અને ગાયકવાડની સેના અફળાઇ. ગાયકવાડી સેના ભાંગી ગઇ. નાસવા માંડી. આરબ અલી ચાઉસ

અને એના તાબાના સિપાઇઓએ દિવાનની કૂચ થોભાવી રાખી. આરબ ગાયકવાડની મુલકગીરી સેનાનો સરદાર બન્યો.

ગાયકવાડની સેના આરબના હાથમાં આવી, પચાસ હજાર ચુનંદા માવલા સિપાહીઓ, ભાલાબંધ મકરાણીઓ, ને ખોરાસાની પઠાણોની બનેલી એ સેના જોઇ આરબનું હૈયું ભીષણ આનંદથી કૂદી ઉઠ્યું. સીમરોલીની કબર ઉપરથી એણે પત્થરો ખસતા જોયા. એ કબર ફાટતી જોઈ ને એમાંથી ધડ વગરનું એક મસ્તક આખા આકાશને છાઇ દેતું એને ભાસ્યું. એણે આસ્માનમાં નજર નાંખી અને આખા આસ્માનમાં. એણે પોતાના હણાયેલા આસેકના ઓળા નાચતા જોયા. એણે ધરતી ઉપર નજર નાંખી અને જમાદારના રૂહને જાણે કે વેરના અમૃત સીંચન માટે તરફડતું જોયું. આરબની આંખમાં ત્રિભુવનને તારાજ કરવાની કિન્નાખોરી ઉભરાઇ, એના હાથમાં હજાર જોદ્ધાનું બળ પૂરાયું. સારા સોરઠના અન્ય તમામ રાજ્યોની પેશકશી પ્રત્યે સંપૂર્ણ બેપરવા રહીને આરબ અલી ચાઉસ, ગાયકવાડની તમામ સાધન સામગ્રી લઇને, શકરો જેમ શિકાર ઉપર જાય એવી ભયંકર સચોટતાથી જુનાગઢની રિયાસત ઉપર પડ્યો.

એક ક્ષણ અમરજી દિવાનની નિત્યસાથી વિજયશ્રીએ જાણે કે એ સમરવીર મુત્સદ્દીનો પરિત્યાગ કર્યો. એક ક્ષણ જાણે કે કાઠિયાવાડના ભાગ્યાકાશમાં પ્રગટી ઉઠેલા કોઇ કારમા દાવાનલ શા ધૂમકેતુ આગળ એ સોરઠના બુલંદ સિતારાના નૂર સાવ ઝાંખા પડી ગયાં. એક ક્ષણ એ ચતુર રણપંડિત અમરજીની બુદ્ધિનાં તેજ કોઇ મહાદાવાનળમાં જાણે કે સડસડી ગયા. ભાદર કાંઠે પાંચપીપળા આગળ અમરજી અને અલી ચાઉસનો પહેલો ભેટો થયો. આરબે અમરજી અને એના આખા સૈન્યને ભાદરને સામે કાંઠે ફેંકી દીધું. એક

ક્ષણનો જંપ લીધા વગર, આરબ જુનાગઢની સેના પાછળ પડ્યો. અમરજી પાછળ અને પાછળ પડવા લાગ્યો. જેતલસર આગળ બીજી લડાઇ થઇ ને આરબે અમરજીને ફરી પાછો ધકેલ્યો. વડાલ આગળ અમરજીએ ફરી રોકત કરી. ત્યાંય એ પાછો પડ્યો. આરબે અમરજી અને એની સેનાને જુનાગઢના કિલ્લામાં ધકેલી દીધી. આખું કાઠિયાવાડ આ નવા ગાયકવાડી સેનાપતિ સામે નિર્મળ તાજુબી ને નિર્મળ ત્રાસથી જોઇ રહ્યું. ગાયકવાડના હરખની કોઇ સીમા ન રહી. અમરજીનો આખરી પરાજય એને હાથવેંતમાં દેખાયો. એ મહાન વિજયોત્સવની પુરોગામી તજવીજો એમણે વિચારવા માંડી.

પચાસ હજારની સેના પડાવ નાંખીને પડી છે. આરબ તંબુ બહાર એકલો પરિભ્રમણ કરે છે. આજથી દશ વર્ષ ઉપર પોતે કેવી સ્થિતિમાં આ જ જૂનાગઢમાં હતો ! એક લાયક માલિકનો એ વફાદાર ચાકર હતો. એના કોઇ દોસ્ત નહોતા. રાજકાજમાં એને સમજ નહોતી પડતી. જમાદાર-સાલમીનનો મિજાજ ઉઠાવવામાં એની તમામ કામગીરી સમાપ્ત થતી હતી.

ને આજ દશ વર્ષ પછી ! એક પ્રતાપી સેનાનો એ વિજયી સેનાપતિ હતો ! આવતી કાલ એ આ અભિમાની શહેરના પત્થરો તોડશે. આવતી કાલ એ આ અભિમાની નગરના નવાબ પાસે જૂના હિસાબની ચોખવટ માગશે. 'નવાબ મેં તને તે દિવસે કહ્યું હતું કે હું એક દિવસે તારી પાસે હિસાબ ચોકખા કરવા આવીશ. જો હું આવ્યો છું.' પોતે સાહસબુદ્ધિની આંધળી ઉતાવળમાં આપેલું એ આખરીનામું આખરે અક્ષરશઃ આચારમાં મૂકવા શક્તિમાન થવાનો હતો એ માટે એણે પોતાના કિરતારનો આભાર માન્યો.

દશ વરસ ! એ ઘોર અને ખૂની દિવસ ઉપર શું દશ વરસ વીતી ગયાં હતાં ? અખંડ પરિશ્રમે પોતે જાળવી રાખેલો વેરનો રોપ આજ વૃક્ષ સમ બની ગયો છે, દશ વર્ષનો થઇ ગયો છે એ જોઇને આરણને તાજુબી થઇ. 'દશ વરસ ! ઓહ ! વખતને જતાં કાંઇ વાર લાગે છે ?'

દશ દશ વરસથી એણે જાગતાં અને ઉંઘતાં જોયેલાં સ્વપ્નાં આજ એની આંખમાં, એના મગજમાં નાચવા લાગ્યાં. એણે ધડ વગરના માથાંઓને પોતાના ધડોને માટે ભેંકાર રડતાં જોયાં. એણે પ્રેતોને પોતાના લોહીના બુન્દેબુન્દની શોધ કરીને એને વીણી લેતાં જોયાં. જમાદાર સાલમીનના માથાને એણે પોતાની સામે આતુર આંખે મીટ માંડીને નિહાળતાં જોયું. એણે એ લોહી ઝરતા માથાના હોઠ ફડફડતા જોયા. અક્ષરો ને શબ્દો રચાતા જોયાઃ 'આરણ ! ચાઉસ ! મારૂં રૂહ ભોગ માગે છે. એ અંતરની આગથી ખાક થાય છે. એની આગને ઠંડી કરવાને એને સીંચન જોઇએ છીએ.'

'આવતી કાલ, મારા માલિક. દશ દશ વર્ષ તેં રાહ જોઇ છે. એક દિવસ વધારે ધીરજ કરી જા. કાલ, આવતી કાલ તારી કબર ઉપર મહામૂલ જલસીંચન થશે.' જીવનકર્તવ્યની સમાપ્તિના પુરોગામી આનંદથી આરણ હસ્યો. એ હાસ્યના ભીષણ પડઘાઓથી દિશાઓ જાણે કે થરથરી ઉઠી.

'અલી !' વિચારગ્રસ્ત બનીને પોતાના તંબુની બહાર ફરતા આરણ સેનાપતિને કોઇએ બોલાવ્યોઃ 'અલી ચાઉસ !'

વિચારનિદ્રામાંથી ઝબકીને જાગતો આરણ બોલ્યોઃ 'કોણ છે એ ? અત્યારે કોણ ? કોને મારૂં કામ છે ? શું કામ છે ?'

'ચાઉસ, મને ન ઓળખ્યો ?' અંધારામાંથી એક જુવાન માણસ આરબની સામે ચાલ્યો આવ્યો. ઝાંખા દીપકનું તેજ એ આવનારના ચહેરા ઉપર પડ્યું. આરબ ચમક્યો. બે કદમ પાછો હઠી ગયો : 'કોણ ? કોણ ? અમરજી ?'

'હા, આરબ. તમારા તંબુમાં ચાલો. આપણે થોડી વાત કરીએ.'

આરબ એક પણ શબ્દ બોલ્યા વગર તંબુમાં દાખલ થયો. અંદર એક ખાટલો બિછાવ્યો હતો. એ ખાટલા ઉપર અમરજી બેઠો. અમરજીએ વાત ઉપાડી.

'આરબ, તું શા માટે જુનાગઢ ઉપર આ ચડાઇ લઇ આવ્યો છે ?'

'ચડાઇ ? મારા માલિકનું ફરમાન !' આરબે અદબ જોડી. આ માણસનો એના ઉપર પ્રભાવ પડતો જતો હતો, એ આરબને નહોતું ગમતું.

'કયો માલિક ? જે માલિકની તું નોકરી બજાવે છે તે, કે જે માલિકનું તું વેર વસૂલ લેવા નીકળ્યો છે તે ?

'હું શા માટે, શું કામ કરૂં છું એનો ખુલાસો તમને દેવાને નથી બંધાયો. તમે નવાબની નોકરી કરો છો. હું શ્રીમંત સરકારની નોકરી કરૂં છું. આપણે શા માટે નોકરી કરીએ છીએ એની ચર્ચામાં હું નથી ઉતરવા માગતો.'

'આરબ, જૂની કિન્નાખોરીએ તારી નવી આંખો આંધળી કરી દીધી છે, એટલે તને મારો સવાલ ખૂંચે છે. પણ એક વાત સાંભળ.

જમાદાર સાલમીનના ખૂનનું વેર લેવાનો જો આ ધરતી ઉપર કોઇને અધિકાર હોય તો તે મને એકને જ છે.'

જવાબમાં અલી ચાઉસ ખડખડ હસ્યો. એ કારમા હાસ્યનો જાણે કે અમરજીને તમાચો પડ્યો હોય એમ અમરજી ખાટલા ઉપરથી બેઠો થઇ ગયો.

'વાહ રે! ખૂબ! ખૂબ!' આરબના કરડા હાસ્યના તંબુમાં ભયકારી પડઘા પડ્યા : 'યા ખુદા! કેવી મજાની વાત! અને મને કહેશો જુનાગઢના નવાબના દિવાન સાહેબ! આપને અને જમાદાર સાલમીનને એવો તે શો ગાઢ સંબંધ હતો કે આપનો વેરનો પ્રાથમિક અધિકાર સ્થાપિત થયો?'

'સાંભળ અલી, તું પાછલી વાતો જાણતો નથી, એટલે જ તને આ સવાલ સૂઝે છે. સાંભળ. અઢાર વર્ષનો છોકરો હું ને વીસ વર્ષનો જુવાન એ. અમે બેય માંગરોળમાં સાથે ખેલ્યા, સાથે ઉછર્યા. અમે બે જુનાગઢમાં સાથે નોકર રહ્યા. અમે બેયે સાથે પરાક્રમ કર્યાં. એકબીજાની ઓથે અમે બેય ઉપર ચડ્યા. અમરજી અને સાલમીનની દોસ્તી એ તો આખા કાઠિયાવાડમાં મશહૂર.'

'આપને જ્યારે આવી દોસ્તી હતી ત્યારે તો આપે એનું વેર વસુલ લીધું જ હશે!' આરબ તિરસ્કારભર્યા વ્યંગમાં બોલ્યો.

અમરજી ઉભો થયો. એ ઝાંખા તંબુમાં એક ક્ષણ અવર્ણનીય અપાર્થિવ તેજ ઝળહળી ઉઠ્યું. આગ્રહી તપસ્વીનો તપોપુંજ અમરજીની આંખમાં પ્રજ્વલી ઉઠ્યો. એક ક્ષણ એની આખી કાયા કોઇ યજ્ઞપુરુષ જેવી વિરાટ, પારદર્શક અને આખા

તંબુને ભરી દેતી દેખાઇ. એ બોલ્યો. એના અવાજમાં નિર્મોહી સ્વસ્થતા હતી. 'આરબ, જમાદાર સાલમીન, અને અમારી ટોળીના એ કાળના અમારા દોસ્તો–જટારામ, સાલે અબ્દુલ્લાહ, પોઇ ફેરંચી–અમે કોઇ સાધારણ માટીના ન હતા. અમારા વેર પણ સાધારણ ન હોય. અમે સેવા કરીએ છીએ નવાબની નહિ, કોઇ એક કે અનેક તરંગી માનવીઓની નહિ. અમે નોકરી કરીએ છીએ અમારા વતનની. જમાદાર સાલમીન એ ઓલાદનો હતો. કોઇ રાજ્યમાં કોઇક વાર પાકે છે એવો એ બત્રીસ લક્ષણો હતો. નવાબથી અમારૂં શું અહિત થવાનું હતું? શું તલવારનો એક ઝાટકો કે લોહીના બેચાર બુન્દો અમારી કર્તવ્યદોરીને સદાકાળ થોડી જ તોડી કે ભીંજવી શકે છે? આરબ, વતનની સેવામાં અમૃત હોય છે ને વતનની સેવામાં ઝેર પણ હોય છે. આરબ, અમૃતનો અમને લોભ નથી. સત્તાનો અમને શોખ નથી, જય પરાજયના અમને કેફ નથી. અમે તો સેવાના ઝેર પીનારા. અમારા આ વતનને અમે આઝાદ કરીએ, એનો ઝંડો સદાકાળ ફરકતો રાખીયે, એની રૈયતને અમે આબાદ કરીએ. એની રિયાસતને અમે જમાવીયે. અમારી લ્હેજત એ.'

આરબ અલી ચાઉસને આ બત્રીસલક્ષણાનું તત્ત્વજ્ઞાન ન સમજાયું. એ મૂક અને મૂઢ જેવો અમરજી સામે તાકી રહ્યો: 'તમે આમ વાત કરી શકો છો. આવી વાત તમારા મુખમાં શોભે પણ છે. પરંતુ તમારૂં ખૂન નથી થયું. ને—ને–સાલમીન, મારા માલિકનું તો ખૂન થયું છે.'

'આરબ ' અમરજી સ્વસ્થ અવાજે બોલ્યો: 'ખૂન તો મારૂં ય થવાનું છે એક દિવસે. એ બાબતમાં મને કશી જ શંકા નથી. બેવાર

આ નવાબે મને પાછો બોલાવ્યો. બે વાર કાઢી મૂક્યો. એક વાર ચાર માસ કેદ રાખ્યો—જે વખતે સાલમીનનું ખૂન થયું તે વખતે. બીજી વાર એક વર્ષ હદપાર રહ્યો, ચાલીસ લાખ કોરીનો મેં દંડ ભર્યો. મારા દસ વર્ષના રઘુનાથને નવાબે કેદ કર્યો ને હું એનો બાપ જોઇ રહ્યો. આરબ! ગાયકવાડ તને નોકરીએ રાખે છે અને મને ન રાખે? આખા કાઠિયાવાડમાંથી રાજા રજવાડા મને પોતાને ત્યાં નોતરે છે, પણ હું નથી જતો. હું નથી જઇ શકતો. આ ભૂમિ સાથે મારા પગ સંકળાયેલા છે. આરબ! જે નવાબે સાલમીનનું ખૂન કર્યું એ જ નવાબ એક દિવસે મારું પણ ખૂન કરશે. મારું કુટુંબ ખેદાનમેદાન થઇ જશે. પારકાને આશરે જીવશે અને છતાં હું નોકરી કરું છું. આરબ, એ નોકરી નવાબની નથી. એ નોકરી માદરવતનની છે. આજથી હજાર વર્ષ પછી જ્યારે આ ગિરનારના ડુંગરો ડોલશે, જ્યારે આ નવાબોની નવાબી પણ નહિ રહે, નવાબીના એંધાણ પણ નહિ રહે, ત્યારે પણ અમારા આ વતનમાં અમારા નામ અને અમારા કામ ચીરંજીવ રહેશે. બસ એ જ અમારી અભિલાષા. જમાદાર સાલમીનપણ અમારી એ હારનો. એ જ ગુણ, લક્ષણ અને નેમનો મરદ. આરબ, એની એ અમુલખ યાદગીરી ચીરંજીવ રાખવી કે ભૂંસી નાંખવી એ તારે હાથ છે.

•

'ત્યારે મારે શું મારું વેર જતું કરવું?'

'વેર તો ખરું. પણ વેર કોના ઉપર? જમાદાર સાલમીનનાં ખૂનનું વેર, તું જમાદારની યાદગીરી ઉપર જ લેવા નીકળ્યો છે. આરબ, એક વાત યાદ રાખજે કે આવતી કાલ કે પરમ દિવસે તું ધારે છે એમ, જુનાગઢ તારાથી કબજે લઇ શકાવાનું નથી.

કદાચ ધાર કે જુનાગઢ તારાથી લેવાયું તો એમાં માનભંગ થશે કોનું? નવાબનું? નવાબ બિચારો તો સદાકાળ માનભંગ જ છે. આ તખ્ત ઉપર શું એ પોતાની કોઈ તાકાતથી બેસી રહ્યો છે? અમે જુનાગઢીઓએ એને એ તખ્ત ઉપર રાખ્યો છે માટે એ તખ્ત ઉપર રહ્યો છે. આરબ, તારી કિન્નાખોરી એ નવાબ ઉપર નથી વસૂલ થતી. એ જૂનાગઢ ઉપર વસૂલ થશે. ને–ને–પોતાના મૃત્યુકાળે પણ જમાદારના મનમાં જૂનાગઢને માટે એક પણ કુડો વિચાર જ આવે જ નહિ. એ તું એના વેરની વસૂલાતમાં મૂકીશ.'

આરબ મુંગો ઉભો રહ્યો. પોતાના માલિકનું ખૂન થાય અને એ ખૂનનું વેર એનાથી ન લેવાય, એ વાત એને સમજાતી નહતી. એણે પોતાના માલિકની કલ્પનામૂર્તિ મનમાં રચવા માંડી. આ વાત સાંભળી એ શું કરે, એની એણે વિમાસણ કરવા માંડી. એણે જમાદાર સાલમીનના ચહેરાને પોતાની સામે તાકીને જોઈ રહેલો જોયો. એ ચહેરા ઉપર એણે કોઈ લાગણીનો આવેશ ન જોયો. જમાદાર જાણે કે તટસ્થ અને ભાવવિહીન એકાગ્રતાથી આરબને તાકી ઉભો હતો.

અમરજી ઉઠયો. આરબના ખભા ઉપર હાથ મૂકીને તે બોલ્યો: 'આરબ અલી ચાઉસ, તારા માલિકના ખૂનનો કિન્નો તું લેવા નીકળ્યો છે. તારા માલિક પ્રત્યેની તારી એ વફાદારી સૂચવે છે. પરંતુ તારા માલિકના નામને ડાઘ લાગે એવું કામ કરીશ, તો તને અને તારા માલિકને કયામત સુધી કોઈ જંપ નહિ મળે. વેર વસૂલ લેવું કે ન લેવું એ વાત બાજુએ મૂકીએ તો ય એકના ખૂનનું વેર આખા રાજ્ય માથે ન હોય. જેને માટે તારો

માલિક જીત્યો, જેને માટે તારો માલિક ઝુઝયો એ આખો માંડવો વીંખી નાંખીને તું તારા માલિકનું વેર નથી લેતો. તારા માલિક ઉપર તું કાંઇ ભયંકર પ્રતિકાર લે છે. બસ, હું જાઉં છું. જમાદાર સાલમીન તારો માલિક હતો, પરંતુ મારો એ જાંનિસાર દોસ્ત હતો. એની યાદગીરી મેલી ન થાય એટલા માટે જ હું તારી પાસે આવ્યો હતો.'

આરબ જાણે કે આ કંઇ વાત સાંભળતો ન હતો. એના આંખ અને કાન આસ્માનમાં મંડાયા હતા. ક્યાંય સુધી એ આસ્માનમાં એકીટસે મીંટ માંડીને જોઇ રહ્યો. પછી એણે કહ્યું.

'અમરજી કાકા! દિવાન કાકા!' જૂનું જૂનું એ સંબોધન આરબના હોઠમાંથી પહેલીવાર નીકળ્યું.

પરંતુ આરબને જવાબ દેવાને એ તંબુમાં કોઇ હાજર ન હતું. આરબે ચમકીને જોયું. તંબુ ખાલી હતો. આરબે દોટ મૂકી. એ તંબુની બહાર નીકળ્યો: 'દિવાનજી કાકા! દિવાનજી કાકા!' એણે બૂમ મારી. એ નિર્જન અને ડુંગરાળ ભુમિમાંથી એની બૂમના પડઘા પાછા ફર્યા. આરબ દોડયો. કયાં દોડે છે, શા માટે દોડે છે એનું એને કાંઇ ભાન ના રહ્યું: 'દિવાનજી કાકા! દિવાનજી કાકા!' આરબ વાસોભૂલ્યા ભૂત જેવી ચીસ પાડવા લાગ્યો. ઘનઘોર રાતે વેરાન વગડામાં ઘુવડ ચીસ પાડતું હોય એવો આરબનો અવાજ દૂર દૂર સુધી પડઘા પાડી ઉઠયો. આખરે આરબ થાકયો–દોડતાં અને ચીસો પાડતાં. અને એ પાછો ફર્યો. પોતાના તંબુના દરવાજા આગળ એ ઉભો રહ્યો. કયાંય સુધી એ એમને એમ ઉભો રહ્યો. એની તગતગતી આંખો આભમાં મંડાઇ હતી.

એના સરવા કાનો તેજી ઘોડાની માફક અધરાતની સુસવતી હવા ઉપર મંડાયા હતા. એ શું જોતો હતો ! એ શું સાંભળતો હતો ? કોણ જાણે !

વળતી સવારે જુનાગઢની પ્રજાને સમાચાર સાંપડ્યા. ન મનાય એવા એ શુભ સમાચાર હતા. ન કલ્પાય એવા એ આકસ્મિક હતા. ગાયકવાડી સેના જુનાગઢ ઉપર હુમલો કર્યા સિવાય જ પાછી ફરી ગઇ હતી. ઠેઠ પાંચપીપળાથી જુનાગઢી સૈન્યના કદમ ભીડાવતી આવતી સેના, પોતાની વિજયકુચ ઉપર કલશ ચડાવનાર છેલ્લો ફટકો માર્યા વગર જ જુનાગઢના પાદરમાંથી પાછી ફરી ગઇ હતી.

જુનાગઢને પોતાની મુઠ્ઠીમાં ભીસીને ભાંગી નાંખવાનું ગુમાન ધરાવતો ગાયકવાડી સરદાર આરબ અલી ચાઉસ જુનાગઢ ઉપર એક પણ ગલ્મો કર્યા સિવાય જ પાછો ફર્યો હતો. કોઇને આ હિલચાલ ન સમજાઇ. સહુ કોઇ એના ફાવે તેવા ખુલાસાઓ આપવા માંડ્યું. કોઇ કહે કે આરબની છાતી ઠેઠ છેલ્લી ઘડીએ ભાંગી ગઇ. કોઇ કહે કે દિવાનજી સાથે આખરનો સંગ્રામ લડી કાઢવાની આરબમાં હામ નહોતી. કોઇ કહે આરબ થાકયો હતો. કોઇ કહે સેના થાકી હતી. પરંતુ સહુ કોઇ એક વાત તો જરૂર સ્વીકારતાં હતાં કે જુનાગઢ ઉપરથી આફતના ઘોર વાદળ એકાએક વિખરાઇ ગયાં હતાં.

વડોદરામાં આરબના જુનાગઢ ઉપરના હુમલાના એક એક પડઘે ગાયકવાડ સરકારની છાતી હર્ષથી ફાટફાટ થતી હતી. જુનાગઢ સામે આટલી ચોક્કસ વિજયપરંપરા અને સતત વિજયકૂચ મરાઠાઓ કોઇ વાર દેખાડી શકયા નહતા. ગાયકવાડની ડગમગતી

બાદશાહી, સોરઠ ઉપર નવેસરથી આમ સ્થાપિત થતી જોઇ ગાયકવાડ સરકારના આનંદને કોઇ જ સીમા નહોતી.

પરંતુ શ્રીમંતના આનંદને એક ક્ષણમાં વિખેરી નાંખતા સમાચાર આવ્યા કે આરબ ઠેઠ જુનાગઢના પાદરથી પાછો ફરી ગયો છે. શ્રીમંતના રોષને આઝા ન રહી. એમણે આરબને પોતાની પાસે પકડી મગાવ્યો:

'આરબ !' શ્રીમંત ગુસ્સે થઇ બોલ્યો: 'મારા અનેક માનીતા અને બહાદુર સરદારોની ઉપરવટ તને મેં મારી મુલ્કગીરી સેનાનો સેનાપતિ નિમ્યો, એનો તેં મને આ નતીજો આપ્યો કે?'

આરબ જવાબ આપ્યા સિવાય ઉભો રહ્યો.

'જે કોમ પોતાની ઇમાનદારીને માટે મશહૂર છે એ કોમનો આરબ બચ્ચો આટલો બેવફા નીવડશે એનો મને જરાય ખ્યાલ નહતો. તું શા માટે જુનાગઢથી પાછો ફરી ગયો?'

'જુનાગઢ મારૂં માદરવતન હતું. મારા માલિક પ્રત્યેની વફાદારીએ પ્રેરાઇને હું જુનાગઢ ઉપર ચડયો હતો.'

'અને? પછી તને બેવફા થવાનું શું કારણ મળ્યું?'

જવાબમાં આરબ હસ્યો: 'માફ કરજો સરકાર, પણ જે માલિક પ્રત્યેની વફાદારીની હું વાત કરતો હતો, એ માલિક આપ નહિ. મારે મૂળ એક માલિક હતો.'

'અને હું તારો માલિક નહિ એમ?'

'સરકાર, આરબને આખી જીંદગીમાં માલિક એક જ હોય છે.'

શ્રીમંતના ચહેરા ઉપર કાળઝાળ રોષ વ્યાપ્યો. જાણે કે આકાશમાં સંધ્યા આથમી :

'અરે કોણ છે બહાર ?' એમણે બૂમ મારી.

'જી સરકાર' કરતા ચારપાંચ દરવાનો અંદર દાખલ થયા.

'લઇ જાઓ આ આરબને. જાઓ એને હાથી પગે કરજો.'

આરબ હાથ જોડીને બોલ્યો: 'સરકાર ! ગરીબની એક અરજ છે.'

'શું છે ?'

'વફાદારીના અતિરેકમાં ખેંચાયેલો હું આજ બેવફાઇને કારણે મોતની સજા પામું છું. ખેર, મારે માટે તો એ જ અદલ ન્યાય છે અને મારે એ સામે કશીયે અરજ નથી. અરજ માત્ર શ્રીમંતને એટલી, કે મારૂં માથું જુનાગઢના દિવાનને મોકલાવજો. કહેવરાવજો એમને કે આરબ અલી ચાઉસની અંતકાળની એ ઇચ્છા હતી કે એના મસ્તકને સીમરોલીમાં આવેલી જમાદાર સાલમીનની કબરમાં સાથે દફનાવે.'

આરબને લઇ ગયા. એક 'મહામાતંગને દારૂ પાઇને એની સામે આરબને ફેંકવામાં આવ્યો. હાથીએ આરબને સૂંઢમાં પકડીને પછાડ્યો. જોયો. પછી પગ તળે નાંખ્યો. અને આરબનું શરીર હાથીના પગ નીચે રોટલો બની ગયું.

# ૮ : અમલદાર કોનો ?

ઝાંઝરોળીના એક મકાનમાં પચાસથી સાઠ માણસ પાથરણે બેઠું હતું. આખા ગામના શ્રીમંતો ત્યાં હાજર હતાં. નાતનાતના પટેલો હાજર હતા. ગામનો મોટો વેપારી, દેશ પરદેશ સાથે લાખોનો વેપાર ખેડનાર, પચાસ પચાસ જહાજોનો ધણી, નભુ શેઠ અવસાન પામ્યો હતો અને નભુ શેઠના નાતીલાઓ અને ગામના લોકો શોક દર્શાવવાને એને ઘેર જમા થયા હતા.

'કાં રાઘવા ? કેટલાંક થયાં હશે નભુ શેઠને ?' વખતચંદ શેઠે સહજ પૂછ્યું.

'કાકા,' વીસ બાવીસ વર્ષના જુવાન રાઘવજીએ વિનયથી જવાબ દીધો : 'મારા બાપાનો સાઠ ને સીત્તેરની વચમાં આસરો ખરો. અમે બેય ભાઇઓ પાછલા ઘરના.'

'હા, હા.' વખતચંદ શેઠને જાણે કે જૂની વાત યાદ આવી: 'આ પ્રાગા ભટને ત્યાં અમે સાથે પાટી ઉપર ધૂળ નાંખવા જતા ને અમે બેય લંગોટીયા ભાઇબંધ. વખતને જતાં વાર લાગે છે કાંઇ ? આ સાઠ તો મને થયાં. નભુ શેઠને ય મારાં જેટલાં તો ખરાં જ. પછી બે પાંચ આમ હોય, કે બે પાંચ આમ.'

'વખતચંદ કાકા,' નભુ શેઠનો નાનો ભાઇ હરખચંદ બોલ્યો: 'હવે આ કારજ તમારે ઉકેલવાનું છે હો. છોકરા બાળક કહેવાય. વહેવાર વસ્તારમાં એમને સમજ ન પડે.'

'હા કાકા. અમે તો બાળક જ કહેવાઇએ' રાઘવજીએ સૂર પૂરાવ્યો.

વખતચંદ શેઠ એક ક્ષણભર ચોપાસ નજર નાંખી રહ્યા. ઉત્તર-ક્રિયાનો વહિવટ પોતાને હાથ આવ્યો એનો એને આત્મસંતોષ થયો. સાથોસાથ પોતાના લંગોટિયા મિત્રની ક્રિયા પોતાને ઉકેલ-વાની વાતે એમના વૃદ્ધ દિલમાં ગમગીની પણ પેદા કરી: 'આજ નભુ, કાલ હું.' એક ક્ષણ મનમાં અણવાંચ્છયો વિચાર ઉપજ્યો.

'ભલે. મારે તો કરવું જ હોયને?' વખતચંદ શેઠે કહ્યું: 'પણ તમે બધાએ શું કરવાનું ધાર્યું છે?'

'કાકા,' હરખચંદ શેઠે કહ્યું: 'તમે આંહી છો. પંચમાં પૂછાય એવાં બીજા નાતીલાઓ આંહી છે. એટલે પછી અમારે તો શું ધારવાનું હોય? તમે બધા નક્કી કરો એમ છોકરા કરશે. બાકી તો તમે નભુ શેઠની આબરૂ જાણો છો, એની સ્થિતિ જાણો છો, આજનો જમાનો જાણો છો, તમે કહેશો એ કાંઇ વિચાર વગરનું થોડું કહેશો?'

વખતચંદ શેઠે થોડીવાર ઉંડો વિચાર કરીને કહ્યું: 'નભુ શેઠની પાછળ દેશાવર તો કરવું જોઇએ એમ મને લાગે છે.'

'કાકા, તમને લાગતું હોય એ સાચું. દેશાવર કરવું; પછી?'

દેશાવરની વાત વખતચંદ શેઠે બહુ લાંબા વિચાર વગર તરતી મૂકી હતી. દેશાવર કરવાની હરખચંદે હા પાડી એટલે વખતચંદના જૈફ દિલમાં જાણે કે નવી જુવાની ફૂટી; પોતાને ઘેર દેશાવર કોઇ દિવસ બેઠું ન હતું. પોતાનું ચાલે તો પોતાને ઘેર બેસવા દેવું પણ ન હતું. પણ પારકે ઘેર થનાર દેશાવરનો તમામ વહિવટ પોતાને હસ્તક રહેવાનો છે એ જાણી વખતચંદ શેઠના નાતના પટેલસુલભ વહિવટી ઉત્સાહને સીમા ન રહી. પોતે આડા પડેલા, તે એકદમ ટટ્ટાર થઇ બેઠા : 'એમ, દેશાવર કરશો ?'

'હાસ્તો કાકા. તમે કહો પછી કાંઇ ના પડાય ?'

'ઠીક. ત્યારે તો આજ ને આજ લખી નાખો મેલો. કેશોદ લખો, વેરાવળ લખો, શાહપુર લખો, જુનાગઢ લખો, શીલ લખો. પોરબંદર લખો. આપણા આ પંથકના આઠ ગામ. બે કયા બાકી રહ્યાં ? જાણે કે કેશોદ એક, વેરાવળ, શાહપુર, જુનાગઢ. બે ને ત્રણ ને ચાર એ થયાં—'

'ચોરવાડ ને જાફરાબાદ.' નાતના એક બીજા પટેલે ખૂટતાં બે નામ સૂચવ્યાં.

'હા–હા, લ્યો. બરાબર આઠેઆઠ થઇ ગયાં. આઠે ગામના પટેલો ઉપર ને મહાજનો ઉપર આજ ને આજ કાળોત્રી મોકલી દ્યો. લખજો અંદર કે શેઠની પાછળ દેશાવર કરવા ધાર્યું છે. નાત દસ્તુર મુજબ એક ફેરો અમે ચૂકવશું. હમણાં ઘણા વખતથી દેશાવર એકઠું નથી થયું, એટલે નભુ શેઠના કારજમાં ખૂબ માણસો આવશે. શેઠનું એટલું મોટું ભાગ્ય. આજકાલ નાતગંગા કોને ઘેર ઉતરે છે, ભાઇ ?'

નાતના નોતરિયાઓ પગના અંગુઠાં પાકી જાય એટલા વેગથી મેલા લઇને આઠ ગામમાં ફરી વળ્યા. તેરમે દિવસે માંગરોળની બજારમાં દેશ દેશાવરના માણસો ભીડ કરવા લાગ્યા.

કંઇક કંઇક માણસો દૂર અને નજીકથી આવ્યા હતા. કેટલાક ઘણા વર્ષથી દેશાવર એકઠું મળેલું નહિ, એટલે સમસ્ત નાતગંગાને જોઇને પાવન થવા આવ્યા હતા. કેટલાક સહેલાણી સહેલ કરવા આવ્યા હતા. કેટલાક નાતના પટેલ થવાની છાની અછાની મુરાદ સેવનારાઓ દેશાવરનો વહિવટ સમજી લેવા આવ્યા હતા. કેટલાક જૂની ઓળખાણો તાજી કરવા, ને કેટલાક નવી ઓળખાણો બાંધવા આવ્યા હતા. અનેક દ્રષ્ટિએ અનેક માણસ આવ્યું હતું. માંગરોળમાં તે દિવસે મૃત્યુનો જાણે કે મેળો ભરાયો.

સૂર્ય નમતો થયો, સાંજ પડી, અને દેવમંદિરોની ઝાલરો ઉપર ડંકા પડવાની તૈયારીઓ થઇ રહી હતી, ત્યારે નાતના વિશાળ મંડપમાં દેશાવરની નાતની પંગતો પડી ગઇ હતી. માંગરોળની મશહૂર કેળની વાડીઓમાંથી કેળનાં લીલાં પાનો કપાવ્યાં હતાં. વખતચંદ શેઠે નથુ શેઠની પાછળ કેળના પાનથી માંડીને તે દૂધ સુધીની તમામ બાબતમાં નાતના પ્રસાદભક્ત મુખમાંથી પ્રશંસાના સૂર કઢાવવાની પૂરી હામ ભીડી હતી.

જેવાં કેળનાં પાન મનોહર હતાં, તેવાં જ એ પાનમાં પીરસાનારાં ભોજન પણ રૂચિકર હતા. લાડુ હતા, સેવ હતી, એ શાક ને ત્રણ રાયતાં હતાં. ભજીયાં હતાં ને લીલા વાંસના સ્વાદિષ્ટ અથાણાં હતાં. જેમ જેમ ભોજન પીરસાતાં ગયાં, તેમ તેમ જમનારાઓના મુખ ઉપર વધારે ને વધારે દીપ્તિ જળહળવા લાગી. ભોજનનાં પણ નૂર હોય છે !

જુવાન છોકરાઓ હાથોહાથ પીરસવાનું કામ ઉકેલવા માંડ્યા હતાં. પીરસનાર જુવાનો પીરસતાં પીરસતાં કવિતાઓ બોલતા જતા હતા. શુદ્ધાશુદ્ધ સંસ્કૃત શ્લોકોની ગર્જના વારંવાર ઉઠતી જતી હતી. થોડીવારમાં તો શ્લોકો બોલનારાઓના બે પક્ષો પડી ગયા. બેય પક્ષો વચ્ચે જાણે કે હરિફાઇ ચાલી.

આ જુવાનીયાઓમાંથી ઘણાયને તો એમના માબાપો દેખાડવા લાવ્યા હતા. આવી નાતો લગ્નના એક મોટા બજાર જેવી હોય છે. એ વાત વૃદ્ધો જેટલી ખાતરીથી જાણતા હતા એટલી જ બલ્કે એનાથીં વધારે ખાતરીથી જુવાનિયાઓ પણ જાણતા હતા. એટલે સૌથી વધારે વાચાળ, સૌથી વધારે વરણાગિયા ને સૌથી વધારે હરફર કરનારા જુવાનો લગ્નની બજારના મૂક અને ઘણીવાર મૂઢ ઉમેદવારો છે, એમ પહેલી નજરે જણાઇ આવતું.

ભોજન પીરસાઇ રહ્યું; ને નાતના ગોરે કહ્યું: 'કાં હવે બોલો હરિહરા' થોડીવારમાં ભોજનના અવાજમાં 'લાડુ તમારે લાડુ, સેવ તમારે સેવ, શાક તમારે શાક,'ના અવાજો તાલબદ્ધ માપના જાણે કે પંચમ સૂર ઉમેરવા લાગ્યા.

ભોજનનો રસ બરાબર જામ્યો હતો. જમનારાઓ ને પીરસનારાઓ બરાબર રંગે ચડ્યા હતા, સંસ્કૃત શ્લોકોની શુદ્ધાશુદ્ધ ગર્જના ઉઠતી હતી. ધનભાગ્ય નર્મશંકરનાં કે એમને ઘેર આવો મરણોત્સવ રચાયો !

એકાએક એ આનંદમાં વિક્ષેપ પાડતો કોલાહલ સંભળાયો. બંદૂકોના ધડાકા સંભળાયા, તલવારોના ખણખણાટ ને ઘોડાની પડઘીઓ સંભળાઇ, અને નાતના વંડાના દરવાજામાંથી હથિયારબંધ

લશ્કરી સિપાહીઓ અંદર દોડ્યા આવ્યા. એ લશ્કરી સિપાહીઓને મોખરે જશવંત જાદવ હતો.

ઇસ્વીસનની અઢારમી સદીના આરંભમાં મુગલાઇનાં તેજ ઝાંખા પડવાં માંડ્યા હતાં. દૂર દૂરના પ્રાંતોમાં પહોંચતી એની ગરૂડની પાંખોની તાકાત ઓસરવા માંડી હતી. મયુરાસનનાં નીલાંલીલાં તેજપુંજને સંધ્યાની લાલ આંગળીઓએ પીંખવા માંડ્યો હતો અને એ કેસરવર્ણી ચંપાધારને પેલેપારથી જાણે કે રાત ઉઠતી હોય એમ મરાઠાનાં દળ સારી મુગલ સલ્તનત ઉપર ફરી વળ્યાં હતાં.

મોગલનો સોરઠનો ફોજદાર આ અરસામાં સ્વતંત્ર નવાબ બનીને બેઠો હતો. મરાઠાઓએ માંગરોળ બંદરના મોગલ વહિવટદારને હાંકી કાઢયો હતો. એ સ્થાને એમણે પોતાના એક માવલા નાયક જાદવ જશવંતને મૂક્યો હતો. એ જાદવ જશવંત અત્યારે નભુશેઠના કારજના જમનારાઓ ઉપર આ ગલ્લો લઇ આવી ચડ્યો હતો.

જસો જાદવ નાતના વંડામાં આવ્યો. એણે પોતાનું લશ્કર ગોઠવી દીધું. પછી એ જરા આગળ આવ્યો. પંગત જ્યાં પૂરી થતી હતી, ત્યાં આવીને એ ઉભો:

'ખાઓ, ખાઓ, શેઠિયાઓ. નભુ શેઠને પહેલાં પીપળેથી ઉતારીને સદ્‌ગતિએ પહોંચાડવાનું કામ પૂરૂં કરી લ્યો. પછી આપણે વાત કરશું.'

આ લશ્કરી સાજ, જસા જાદવના અવાજમાં રણકતી બેદરકારી મિજાજ—એણે જમનારાઓની ભૂખ જાણે કે હરી લીધી. આ બધું શું છે, આ બધાની પાછળ શી નેમ છે એનો ખ્યાલ કરતાં

જમનારાઓનાં જઠર જાણે કે ભીડાઇ ગયાં. જૂની સાંભળેલી વાતો અત્યારે એમના અંતરમાં નવેસરથી વસવા લાગી.

જ્યારથી માંગરોળ મરાઠાઓના કબજામાં આવ્યું હતું અને જ્યારથી માંગરોળ ઉપર જસા જાદવના અમલ આરંભાયા હતા ત્યારથી માંગરોળ માથે આપત્તિના ગણેશ બેઠા હતા. મુલક મુલક ને રાજ્યે રાજ્યમાંથી ચોથ ઉઘરાવનાર મરાઠાઓ કદિયે ઠરીને ઠામ થઇને, કોઇ ગામ કે કોઇ શહેર, કોઇ રાજ્ય કે કોઇ મુલકમાં વસવાટ કરીને, એનો વિકાસ કરવાનું સમજતા જ નહોતા. પાકેલા ખેતર ઉપર જેમ તીડના ટોળાં આવે એમ એઓ આવતાં ને પોતાની તાકાત અને સામાના સંજોગ બેયને અનુરૂપ ચોથ લઇને પાછા ચાલ્યા જતા. એમનાં હજારોનાં સૈન્ય ચોથની ઉઘરાત પછી ક્યાં સમાઇ જતાં, એ ઘણાને મન એક કોયડો હતો.

જાદવ જશવંતને પણ મરાઠાઓના એ શિરસ્તા મુજબ માંગરોળમાં સુધારા વધારા કે ઉપજ વધારા કરવાની પોતાની કોઇ ફરજ નહોતી ભાસી. માંગરોળની રૈયત ગમે ત્યાંથી કમાય એની એને કોઇ પરવા ન હતી. એને તો માંગરોળમાંથી દર વર્ષે ચોથના નાણાં પૂરેપૂરાં મળે, એ જ જોવાની એક માત્ર પરવા હતી.

ચોથ ઉઘરાવવાના જસા જાદવના ઉપાયો આકરા હતા. હાથના અંગુઠા ઉપર પાતળી દોરીઓના ફાંસલા નાંખી એ દિવસોના દિવસો સુધી ઝાડો ઉપર લટકાવી રાખતો. વેપારીઓના વહાણો એ આખાં ને આખાં અટકાયતમાં લઇ લેતો. કંઇકના સ્ત્રી છોકરાંને એ બાનમાં પૂરતો. મીઠાંના કોરડાથી એ મરાઠાની ચોથ વસૂલ કરતો. લોકો એને રાક્ષસની ઉપમા આપતા. સ્ત્રીઓ એને વાઘની સાથે સરખાવતી. બાળકો એનાથી

ડરી ડરીને દૂરદૂર સંતાતા. એવો એ જસો જાદવ મરાઠાનો માંગ-રોળનો દેશમુખ હતો.

આવો માણસ શા માટે પોતાની નાતના વંડામાં આવ્યો હશે ? અનેકને અનેક તર્ક આવ્યા. ને એકેય તર્ક શુભ નહોતો. જેમ તેમ કરીને ભોજન સમાપ્ત થયું.

'કાં શેઠિયાઓ, જમી પરવાર્યા કે ?'

નાતના બેચાર વૃદ્ધ આગેવાનો આવ્યા. જસા જાદવ પાસે બેઠા.

'જી, હા. ઝેરના કોળિયા ખાવા, એમાં તે શી વાર લાગે ?'

'અરે, ઝેરના તો ઝેરના. આજકાલ તો એય ક્યાં છે મારા ભાઇ ?' જસા જાદવે મશ્કરી કરી અને એ હસ્યો.

'હવે શો હુકમ છે અમને ?' એક વૃદ્ધ શેઠે મુદ્દાની વાત કાઢી.

'હુકમ તો ... હા...હા...હા.' જસો જાદવ હસ્યો. 'વાત એમ છે કે આ વર્ષની અમારી ચોથ વસૂલ નથી થઇ. પુનામાં અમારા ચોપડા તપાસાયા તો માલમ પડ્યું કે માંગરોળની માત્ર આ વરસની નહિ, પરંતુ છેલ્લાં આઠ વરસની ચોથ નથી ભરાઇ.'

'છેલ્લાં આઠ વરસની ચોથ ?' વખતચંદ શેઠે તાજુબી બતાવી : 'અરે ભાઇ સાહેબ, વરસોવરસ ચોથ ભરી ભરીને તો અમારા બરડા ફાટી ગયા છે. અરે ભાઇ સાહેબ, તમે જ વરસોવરસ તો ચોથ વસૂલ લીધી છે ને ?'

બહુ જ સ્વસ્થતાથી જસો જાદવ બોલ્યો : 'એની હું ક્યાં ના પાડું છું ? ચોથ મેં વસુલ લીધી, એ વાત તમારી સાવ સાચી. પણ પુનાના ચોપડામાં જમે નથી થઈ. એટલે બીજું શું થાય ?

'જમે નથી થઈ ?' જસા જાદવના આવા સ્પષ્ટ એકરાર સામે શું કહેવુ, એની વખતચંદને સૂઝ ન પડી.

'મેં તો આંહીથી વરસોવરસની ચોથ મોકલેલી. પણ કોણ જાણે કેમ થયું, કે ચોપડે જમા જ નથી થઈ. એ તો લખાણું એ વચાણું. એટલે હવે આ વરસે માંગરોળ ઉપર નવ વરસની ચોથની ઉઘરાણી આવી છે.'

'કેટલી ?' વખતચંદ સમજતો હતો કે ચોથ કેમ નથી પહોંચી કે કેમ નથી જમા થઈ, એમાંથી કોઈ વાતની ક્યાંય પણ દાદ નથી મળવાની.

'કેટલી કોરી એમ ને ? જુઓને નવ વરસની ચોથ, એટલે કે સવા બે એટલે કે ત્રણ વરસની ઊપજ. પાંચ તેરી પંદર લાખ કોરી જામ શાહી.'

'પંદર લાખ કોરી ?' વખતચંદ શેઠનું હૈયું ધબકતું અટકી ગયું. 'અરે દેશમુખજી, અત્યારે રાજ્યમાં ઘોર દુષ્કાળ છે. ક્યાંય દોકડાની કમાણી નથી. પંદર લાખ કોરી અમારે કયે ઝાડવેથી કાઢવી ?'

'દુષ્કાળ ?' જસો જાદવ આંખ ફેરવીને બોલ્યો: 'દુષ્કાળ ક્યાં છે ? તમે બધા વાણિયાઓએ દુષ્કાળ, દુષ્કાળ કરીને ખેડૂતોને ચડાવી મૂક્યા. એટલે તમે તમારી તો ઉઘરાણી ખોટી કરી ને હવે

અમારી ય ઉઘરાણી ખોટી કરવા માંગો છો ? શેઠિયા, દુકાળ હોય કે સકાળ હોય, અમે કાંઇ ન જાણીએ. દશ સારાં વરસ જાય તો એક ખરાબ વરસ પણ આવે. એમાં શું? સારા વરસમાં કયાં નથી કમાતા ?'

'પણ......'

'પણ બણમાં હું ન જાણું. હું તો ચીઠ્ઠીનો ચાકર. મારે તો શ્રીમંત સરકારની લેણી કોરી પંદર લાખ રોકડી જોઇએ. ખેડૂતો તો તમારા ઠરાવેલા દુષ્કાળથી આપે એમ નથી; તો તમે આપો.'

'પણ એમાં અમારા વંડા ઉપર તમે શા માટે ગઢ્ઢો કર્યો ?'

જસો જાદવ જવાબમાં હસ્યો. એ હાસ્યમાં માત્ર પોતાના સ્વાર્થ સિવાયની તમામે તમામ વસ્તુઓ પ્રત્યે સંપૂર્ણ ઉપેક્ષા હતી. એ હાસ્યમાં પોતાની તાકાતની મગરૂબી હતી. સામાના દુઃખો પ્રત્યેની ચોકખી બેપરવાઇ હતી. એવું હાસ્ય આ જગતમાં માત્ર બે જ પ્રાણી કરી શકે છે. એક તો ઉંદર સાથે ખેલ કરતી બિલાડી અને બીજો પોતાના શિકાર ઉપર લાળ નાંખતો અજગર. કોઇકવાર કોઇક માનવી આવાં હાસ્ય કરે છે, ત્યારે એ હાસ્યમાં સામાને માટે સર્વનાશના સંદેશ હોય છે.

'વાત એમ છે શેઠિયાઓ, કે ચોથની રકમ થઇ ગઇ છે મોટીઃ ને મારે તરત વસૂલ લેવાનો હુકમ છે. એટલે એમ કે આ તમારા પરગામી મિત્રો જે બધા આંહી આવ્યા છે તે સહુ પોતપોતાની ગજા સંપત પ્રમાણે તમને મદદ કરે.'

'એટલે ?' બહારથી આવનારાઓ જસા જાદવની આ નવી દરખાસ્તથી ચમક્યા.

'એટલે એમ કે તમે બધાય સાથે મળીને અમને પંદર લાખ કોરી ચૂકવી દો.'

'ને ન ચૂકવીએ તો ?'

'અમારો શિરસ્તો ક્યાં તમારાથી અજાણ્યો છે ? અમારી ચોથ ન ચૂકવો ત્યાં સુધી તમારે અમારા નજરકેદીઓ તરીકે રહેવું પડશે. ચોથ ચૂકવો ને છૂટા થાઓ. લ્યો ત્યારે રામરામ.'

જસો જાદવ ઉઠ્યો. એણે પોતાના સિપાહીઓને આ શેઠિયા લોકોની ખાસ સંભાળ રાખવા ભારપૂર્વક અર્થસૂચક ભલામણ કરી; વંડાના મોટા દરવાજાને અને એકેએક બારીબારણાંને તાળાં દેવાઈ ગયાં. અંદર અને બહાર જસા જાદવના મરાઠા સિપાહીઓની પાકી ચોકી બેસી ગઈ.

મહાજન ઉપર આવો ગજબનાક જુલમ વિનાકારણે ગુજારવા માટે સહુએ ખૂબ ખૂબ ખેદ બતાવ્યો. રાત પડી. પથારી પાગરણની શેઠિયાઓએ તજવીજ કરવા માંડી પણ મરાઠા સિપાહીઓએ એમને કાંઈ દાદ ન દીધી. પછેડી પાથરીને સહુએ જેમ તેમ કરીને રાત વિતાવી.

આખી રાત સહુએ અનિદ્રા અને વિમાસણમાં વિતાવી. શું થશે, પંદર લાખ કોરી કેમ ભરાશે, કોણ ભરશે એની સહુને ચિન્તા પેઠી. સવારે સહુ ઉઠ્યા ત્યારે એમના ચહેરા શ્યામ પડી ગયા હતા. આંખો વિકળ અને લાલ બની ગઈ હતી.

સવારે મોઢું ધોવાને સહુને એક એક વાટકો પાણી આપવામાં આવ્યું. બપોરે સૌને ખાવામાં મુઠ્ઠી મુઠ્ઠી ચણા આપવા માંડ્યા.

હવે જ શેઠિયાઓને સમજાયું કે જસો જાદવ એમને નજરકેદ રાખવા ઉપરાંત ભૂખે તરસે અને ઉજાગરે હેરાન કરવા માગે છે. હવે જ શેઠિયાઓએ લાચાર થઈને ચોથની વાત ચલાવવા માંડી. શેઠિયા ચોથની વાતો કરવા માગે છે એમ સાંભળીને જસો જાદવ ત્યાં આવ્યો:

'કેમ શેઠિયા ! કાંઈ વિચાર કર્યો ?'

'વિચાર તો અમારે શું કરવાનો છે ? તમે જ કાંઈ વિચાર કરો, ને અમને હફતા પાડી આપો.'

જસો જાદવ એકદમ ઉભો થઈ ગયો : 'મને આ વાત કરવા તમે રાજના કાજ છોડાવી ઠેઠ આંહી સુધી ધક્કો ખવરાવ્યો ? શેઠિયા, મારી વાત સાંભળી લ્યો. એક તો પંદર લાખ કોરીમાં એક દોકડો ય ઓછો નથી થવાનો, ને બીજું એક હફતો પણ એનો નથી બંધાવાનો.'

'પણ ત્યારે અમારે વિષ્ટિ કેમ ચલાવવી ? કાંઈક મૂકાણ કરો તો વાત થાય ને ?'

'અરે ભાઈ, વિષ્ટિ કેવી ને વાત કેવી ? અમને વળી તમારા જેવાની સાથે વિષ્ટિ કરવાની પણ કયાં ફૂરસદ છે ? વિષ્ટિ બિષ્ટિના વહેમમાં શેઠિયા રહેશો મા. મૂકાણબુકાણના ભ્રમમાં શેઠિયા ફસાશો મા. આંહી તો ચોકખી વાત છે. તમે અમારા નજરકેદી છો. અમારા નાણાં ભરો ને છૂટા થાઓ.'

મરાઠા દેશમુખે ગામ પરગામના મહાજનને કેદ કર્યાના સમાચાર સારા શહેરમાં ફરી વળ્યા અને આખાયે શહેરમાં ભય અને ત્રાસનો

સન્નાટો છાઇ ગયો. મરાઠા દેશમુખનો ત્રાસ ઓછો નહોતો, પરંતુ એ ત્રાસ આટલો બધો મર્યાદા ઓળંગશે એનું કોઇને ભાન ના હતું. ગામ પરગામના મહાજનને કેદ કરવાની હિંમત ધરનાર મરાઠો આખરે ક્યાં જઇ અટકશે એની વસ્તીને વિમાસણ થઇ પડી.

ચોરે અને ચૌટે મહાજનને નજરકેદ કર્યાની વાતો ચર્ચાતી હતી: પંદર લાખ કોરીનો દંડ ઘણો ભારે હતો એ વાત સહુ સ્વીકારતાં હતાં. પરગામથી આવેલા સ્નેહી સંબંધીઓને આમ એકાએક કશાયે વાંક વગર જાપ્તામાં લેવામાં આવે, એ સહુને બહુ જ અસહ્ય લાગ્યું. પરંતુ મરાઠીઓના આ ત્રાસની સામે શો ઉપાય લેવો એની કોઇને સુઝ ન પડી.

માંગરોળમાં ફકીર–ઉદ–દીન નામનો એક ઘણો જ બુઝર્ગ અને શાણો મુસલમાન રહેતો હતો. મુગલાઇની દોમદોમ સાહેબી એ મુસલમાને જોયેલી. મુગલાઇના શબ ઉપર ગીધો બેસતાં પણ એણે જોયેલાં. ફરતા પચીસ ગાઉના પંથકમાં ફકીર–ઉદ–દીન પંચમાં પૂછાતો ને માન પામતો. એના બોલ સદા ઇન્સાફના જ લેખાતા ને એની સલાહ સદા નેક લેખાતી. રત્નાકર જેમ કાંઠે કોઇકવાર મોતી કાઢે, એમ મોગલ મહાસાગરે પોતાની ચડતી ભરતીના વેગમાં દૂર દૂરની કાંઠીઓ ઉપર જે મુસ્લીમ સંતમહંતો ક્યાંક ક્યાંક પેદા કર્યા હતા, એ માંહેનો ફકીર–ઉદ–દીન પણ એક સંત હતો. મુસલમાનોમાં એ શેખ હતો. એની નેકીને કારણે લોક બધા એને કાઝીસાહેબના નામથી ઓળખતાં.

એવા એ કાઝીને ત્યાં ગામના પાંચ દશ માણસો એક વાર એકઠાં થયાં.

'કાજી સાહેબ, પરગામનાં આપણા મેમાનોને આમ દેશમુખ વિના કારણે નજરકેદ કરી લ્યે, એમાં તો આખા કાઠિયાવાડમાં માંગરોળને નીચાજોયાપણું થાય છે. હવે આપણે શું કરવું ?'

'અલ્લાહ, અલ્લાહ !' કાજી લાલપીળા મણકાઓની તસ્બી ફેરવતા ઉંડો નિશ્વાસ મૂકીને બોલ્યા.

'અને આ દેશમુખનો ન્યાય તો જુઓ. આઠ વરસની ચોથ એ ખાઇ ગયો અને હવે ફરીવાર આપણી પાસેથી માગે છે. સાળું આવું રાજ્ય તે કેમ પોષાય ?'

'અલ્લાહ, અલ્લાહ !' કાજીએ જોરથી માળા ફેરવતાં આંખો મીંચીને કહ્યું.

'અરે, જુલમનો તે કોઇ પાર છે ? દેશમુખની દાઢ અને પેટને ક્યાંય તાગ જ ન મળે. જ્યાં જુઓ ત્યાં એના લાગા. જ્યાં જુઓ ત્યાં એની દોંગાઇ. ને બૈરાં માણસની ઇજ્જત પણ સલામત ન મળે. જર ને જોરૂ બેય ઉપર તો એની આંખો શકરા જેવી વળગે.'

'અલ્લાહ, અલ્લાહ !' કાજી સાહેબે એકમાત્ર સૂત્ર ઉચ્ચાર્યું.

એક જુવાન હતો. સંધ્યાના રંગ જેમ સાગર ઉપર રેલાય તેમ જુવાની એના નીલા દેહ ઉપર તરવા માંડી હતી. એની આંખ કાજીના એકના એક સૂત્રસમા જવાબ ઉપર વક્ર થઇ.

'કાજી સાહેબ, આ તસ્બી ફેરવ્યા કરો છો, ને ક્યારના અલ્લાહ અલ્લાહ કર્યા કરો છો, એમાં અમારે સમજવું શું ?'

'છોકરા,' કાજી પોતાની બુઝર્ગ આંખો એ જુવાન ઉપર ફેરવીને બોલ્યાઃ 'તું નાને મ્હોંયે મોટી વાત કરે છે. જાતનો કેવો છો ?'

'અરે રામલા, જરા ધીરો તો થા. આમ આકળો થાય છે તે કાંઇક કોઇકની આમન્યા રાખતાં તો શીખ. આ ઘરડાં વગર ગાડાં ન વળે. અમે વાતો કરીએ ત્યારે વચમાં ડખલગીરી શા માટે કરે છે ?' એક લુવાણો બોલ્યો. અને કાજી સાહેબની આમન્યા જાળવ્યાના મહાન આત્મસંતોષથી એ કાજી સામે જોઇ રહ્યો.

પરંતુ કાજીની આંખમાં એણે કોઇ જાતની મુબારકબાદી ન વાંચી. કાજી એની કદર કરશે એ આશાથી વિહોણો બનેલો લુવાણો સહેજ છોભીલો બનીને બેઠો રહ્યો.

'ત્યારે તમે બધાએ શું ધાર્યું છે ?'

'કાજી સાહેબ, એમ કરીએ. જો તમે ચાલો તો આપણે જાદવ પાસે જઇએ. એને વિનવીએ કે ભાઇ તેં આ ઠીક નથી કર્યું.'

'પછી ?' કાજી ફકીર–ઉદ્–દીને તરુણી સામે જોતાં સવાલ પૂછ્યો.

'પછી ?–પછી ?–' લુવાણો ચૂપ થયો. જાદવ પાસે જવાની વાત સહેલી હતી. જાદવ સાથે વાત કરવાની વાત પણ કાજીની હાજરીમાં ખાસ મુશ્કેલ નહોતી. પરંતુ પછી શું ?

કાજી એમની પાસે આવેલા બીજા માણસો સામે જોઇ રહ્યો. એની બુઝર્ગ આંખો વધારે પીળી દેખાઇ. એના વાળ વધારે

પીળા શણ જેવા દેખાયા. કાજીની એંસી વર્ષની જૈફ કાયા ઉપર જાણે કે નવા દશ વર્ષના ભાર બેઠા.

'કેમ ભાઇ? તમે શું કહો છો?' એણે બ્રાહ્મણ શિવશંકરને પૂછ્યું. પંચોલી નાગરબ્રાહ્મણ હતો. વડનગરની શાખાનો વેદકાળથી અણિશુદ્ધ ચાલ્યા આવતા ગોત્રનો, ત્રિપ્રવરનો બ્રાહ્મણ હતો.

'કેમ પંચોળીજી? તમે કેમ કાંઇ નથી બોલતા?'

શિવશંકર મહારાજ ઉર્ફે શિવો પંચોળી કાજી સામે જોઇ રહ્યો. કાજીના હાથમાં જેમ તસ્બી ફરતી હતી તેમ આ વર્ણશુદ્ધ ભૂદેવના હાથમાં શંકરના વિયોગનાં આંસુઓની થીજાવટમાંથી પેદા થયેલી રૂદ્રાક્ષની લાંબી માળા હતી.

'કાજી સાહેબ, વાસ્તવિક રીતે જોતાં તો મરાઠાની ચોથ આપવી છે કે નહિ, એનો આપણે નિર્ણય કરવો જોઇએ. મળેલી હકિકત ઉપર સાફદિલથી વિચાર કરતાં પ્રાપ્ત થાય છે કે છેલ્લાં આઠ વર્ષની ચોથ પુના તો પહોંચી નથી. એટલે કે પુનાના શ્રીમંત પેશ્વા સરકાર આપણા ઉપર ચોથ લ્હેણી કાઢે એમાં એમને ગેરવ્યાજબી કેમ કહી શકાય?'

રામજી જુવાનિઓ આ લાંબો પ્રસ્તાવ સાંભળીને ક્યારનો ઉપરનીચે થયા કરતો હતો. 'તે તે મહારાજ શું તમે એમ કહેવા માગો છો, કે આ ચોથની પંદર લાખ કોરી આપણે ફરીને દેવી?'

'ન્યાય અને તર્કશાસ્ત્રનો આધાર—'

રામજી ઊભો થઈ ગયો. એનો અવાજ ફાટી ગયો. 'અરે આ લોટમગો ભગત તો ગામને ભીખ મંગાવશે ભીખ. ત્યારે શું પુનાનો એક પેશ્વો સાચો ને આપણું આખું ગામ જૂઠું?'

શીવા પંચોલી હરહર કરતા પાછા બેસી ગયા. એમના ચહેરા ઉપર કંટાળાની રેખાઓ તરવરી: 'આ આપણે માર્ગ કાઢવા એકઠા થયા છીએ ને આ જુવાનિયાને આપણી કોઈની મરજાદ નથી રહી. હરહર ભોલાનાથ. શો સમો આવ્યો છે? ઘોર કલિયુગ આવ્યો છે.'

'અરે પંચોલી, કલિયુગ તો આણ્યો તમારા જેવાઓએ. શું આપણે ચોથ નથી દીધી? શા માટે ડરથી આપણે આપણી જાતને લૂંટાવા દેવી જોઈએ? અરે મહારાજ, જો આજ તમે ડરી જશો, તો કાલ તમને કોઈ સુખે જંપવા નહિ દે. કાલ તમને મરાઠા પોતાની દયા ઉપર જીવતા રાખશે. મહારાજ આવી નમાલી વાત શું કરો છો?'

કાજી ફકીર-ઉદ-દીનની આંખમાં અજબ ચમક આવી. એની તસ્બી જાણે કે ઠરી ગઈ. 'અલ્લાહ રહીમ' કાજીએ તસ્બી નીચે મૂકીને બુલંદ અવાજે બૂમ પાડી: 'વાહ જુવાન, આ ગામમાં તું એક સાચો મરદ છે. બોલી દે બહાદર, તારા જેવા આ ગામમાં કેટલા છે?'

'મારા જેવા? મારા જેવા જુવાન તો આ ગામમાં નાંખી દેતાં બસોથી અઢીસો હશે.'

'તો જા, એ તમામને તું મારે ઘેર તેડી લાવજે. તારી સાથે મારે વાત કરવી પાલવશે.'

જુવાન ઉઠીને લાંબી ફલાંગો મારતો બહાર નીકળ્યો : 'કાજી સાહેબ, હું આવું છું હમણાં. પણ જો જો અમને છેહ ન દેતા.'

'છોકરા, તારી જુવાનીને જોઇ આજ મારામાં નવી જુવાની આવે છે. તને હું છેહ દઉં તો મારા ઇમાનના મને કસમ છે.'

રામજી ગયો. લુવાણો વીરજી, શીવશંકર પંચોળી, મોઢ વાણીગ્રો સોજપાળ, હાલીમ ચીસ્તી વગેરે એકબીજા સામે ઉજ્જડ આંખે જોઇ રહ્યા.

એમની ઉજ્જડ અને ત્રાસથી થીજી ગયેલી આંખોમાં ભયની ચમક આવી.

'કાજી, આ જુવાનોને ભેગા કરીને શું ધાર્યું છે? તોફાન કરાવવું છે? તાવડીઆંથી રોટલો ઉથલાવે એમ મરાઠા માંગરોળ ઉથલાવી નાંખશે ને માથે મીઠું વાવશે. મરાઠાને તમે શું નથી જાણતા?'

કાજી સ્વસ્થ બનીને ઉંધા ગોઠણભર બેસી ગયો: 'મરાઠાઓ કેવા છે, એ હું જાણું છું. તમે આવ્યા છો મારી સલાહ લેવા. તમને તો હું કાંઇ સલાહ આપી શકું એમ નથી; કેમકે તમારા રાહ, એ મારા રાહ નથી. સલાહ માત્ર એક આ જુવાનોને હું આપું છું ને આપીશ.'

'પણ કાજી આગળ પાછળનો તમે કાંઇ વિચાર કર્યો કે નહિ?'

'જ્યાં ન્યાયની લડત માંડવી છે, ત્યાં આગળ પાછળના વિચાર એ મેં મારા અલ્લાહને સોંપ્યા છે. હું તો એકમાર્ગી મુસલમાન છું. ને મારી ઓલાદ શેખની છે. ન્યાય

અને ઇન્સાફને ખાતર, નિરપરાધીઓને થતી રંજાડ થોભાવવાને ખાતર મારૂં આ શીર ફના થઇ જાય તો એનો મને રંજ નથી. મેં એંસી વર્ષ કાઢ્યાં છે. બહુ મારે કાઢવાં નથી. કાલ હું કબરમાં સૂઇશ. ભલે સૂઉં. મને એની પણ કોઇ ચિન્તા નથી. જે દિવસે કયામત આવશે, તે દિવસે હું મારા કિરતારની પાસે ઉભો રહીશ અને કહીશઃ 'મારા માલિક. જે યુગમાં મારે એની તલવાર હતી, જે યુગમાં ખૂનોની પરંપરાને બહાદુરી ગણવામાં આવતી હતી, જે યુગમાં જમીનના લોભને વતનના પ્રેમના નામથી ઓળખાવવામાં આવતો—અરે જે યુગમાં તમામે તમામ નીચ કાર્યો ઉપર ઉચ્ચ ભાવનાના ઢોળ રસવામાં આવતા, જ્યારે યુગ આખો ઉંધી નજર અને ઉંધી આંખનો હતો, ત્યારે ઓ મારા માલિક. મેં મારૂં શીર સિર્ફ ઇન્સાફને ખોળે ધર્યું હતું, મેં મારી કાયા સિર્ફ નિરપરાધીઓને થતી પીડા અટકાવવાને કુરબાન કરી હતી. બસ, મારે એજ જોઇએ છીએ.'

કાજી ફકીર–ઉદ–દીનના આ એકરારથી બધા એક ક્ષણ થંભી ગયા, કાજીને વારવાની વાત એમને હવે અશક્ય લાગી, જુવાનોને કબજે રાખવામાં એમના હાથ એમને કમતાકાત લાગ્યા, ઘરડાઓ ગાડાં વાળતા હશે ખરા, પરંતુ ઘરડાઓ આ ગાંડાઓને આત્મનાશના રાહમાંથી વારવાને નાઇલાજ નીવડશે, એ વાત એમને બરોબર સમજાઇ ગઇ.

લુહાણો વીરજી ઉભો થઇને બોલ્યો :' કાજી, આ ગામનું હિત તમને હૈયે છે અને અમને નથી એમ ન માનશો. તમે અમારી એક વાત સ્વીકારશો ?'

'શું ?'

'એમ કરો. અમને ત્રણને જાદવ પાસે જવા દો, અમને કાંઇક વિષ્ટિ કરવા ઘો.'

'વિષ્ટિ શું કરશો ? એવડી ચોથ દેશો ?'

સોજપાળ શેઠ માથે હાથ ફેરવીને બોલ્યા :' કાજી પડશે એવા દેશું, કાંઇક વચલો રસ્તો નીકળે તો કાઢવા ઘો ને ?'

'તો જાઓ. મારી ક્યાં ના છે ?'

'કાજી તમેય સાથે ચાલોને ?' કાજીની આંખમાંથી ' આતશ ચમકયો. 'ના. હું નહિ આવું. એ દુષ્ટ દેશમુખ સાથે તો હું વાત પણ ન કરૂં.'

'તો ઠીક. પણ અમે પાછા આવીએ ત્યાં સુધી તો કાંઇ ન કરજો !'

'રામ રામ' અને 'સલામ આલેકુમ'ના પરસ્પરના શિષ્ટાચારના શિરસ્તા બજાવીને શિવશંકર પંચોળી, વીરજી ઠક્કર અને સોજપાળ શાહ ત્યાંથી ઉઠયા.

કાજી એની ડેલીને ઓટલે બેઠા રહ્યા. આજ કાજીની તસ્બી જાણે કે એના વૃદ્ધ ને કંપતા હાથમાં થીજી ગઇ હતી.

પોતાના ગઢમાં જસો જાદવ બેઠો હતો. હુક્કાની લાંબી લાંબી નેહમાં એ ચરોત્તરની શુદ્ધ કાળિયા તમાકુનું અમૃતપાન કરતો હતો. બેચાર પાસવાનો આ મરાઠા દેશમુખને વીંટળાઇને બેઠા હતા. ત્યાં ગામના ત્રણ નાગરિકો એની પાસે સલામે આવ્યાની એણે વાત

સાંભળી. અયશઆરામના સાજ સમા કરાવી દેશમુખ રીતસર અમલદારી ઢબમાં ગાદીતકિયે બેઠો. વરધી મંગાવીને વીરજી, શિવશંકર અને સોજપાળ ત્યાં આવ્યા.

'કેમ ? કેમ આવ્યા છો ?' દેશમુખને રાજ્યવહિવટની એક રીતિ બરાબર રૂચી ગઇ હતી, એ હંમેશા કોઇને ય આદરમાન આપ્યા સિવાય કરડા અવાજે વાતો કરતો. એ માનતો કે એથી એના અમલદારી મરતબાનો અરજે આવનારાઓ ઉપર સારો પ્રભાવ પડે છે.

એ પ્રભાવ બીજાઓ ઉપર પડતો હો કે ન હો પરંતુ આ ત્રણ જણા ઉપર તો બરાબર પડ્યો. વીરજીએ શિવા પંચોલી સામે જોયું ને શિવશંકર પંચોલીએ સોજપાળ શેઠ સામે નજર નાંખી. સોજપાળ શેઠની આંખ, એ ઓરડાનો અમલદારી સાજ જોવા તપાસવામાં રોકાઇ હતી.

'બોલો ઝટ, ફાટો ને ?' જસા જાદવે ત્રાડ પાડી.

'જાણે કે બાપુ વાત એમ છે કે,' શીવશંકર પંચોલી પોતાની જાત પ્રત્યે બ્રાહ્મણને સુલભ વિવેક બુદ્ધિ ઉપર ભરોસે રહીને બોલવા લાગ્યા:, 'વાત જાણે કે એમ છે કે–આ મહાજનને તમે નજર કેદ કર્યું છે એ વિષે અમે—'

'એમ ? તમે જાણો છો, હું કોણ છું તે ? હું આંહીનો દેશમુખ. હું જવાબદાર એક મારા માલિકને. એ સિવાય બીજા કોઇનેય નહિ. મહાજનને કેદ કર્યું છે, તે શું છે ? લાવો અમારી ચોથ ?'

'ચોથ તો બાપુ અમે ભરી દીધી છે.'

'એમ? ત્યારે તમે સાચા ને અમે જૂઠા એમ? પુનાના અમારા પંત જૂઠા, અમારા ચીટનીસ જૂઠા હિસાબનીશ જૂઠા અને તમે એક સાચા? એમ?' જસા જાદવના અવાજમાં રૂદ્ર રોષ ગાજ્યો. એના બદલી ગયેલા સૂરથી એ મરાઠો દેશમુખ આવનારાઓને માંગરોળ ઉપર લોખંડી મેખ નાંખી ઉભેલો દેખાયો.

'પણ જમે ન થઇ હોય, એમાં અમારો દોષ?'

'તો શું અમારી ચોથ જાય? હું શું જાણું? મેં તો આંહીથી નાણાં મોકલેલાં હતાં એટલે હું છૂટ્ટો, પુનામાં ન પહોંચ્યાં. એટલે પુનાવાળા છૂટ્ટા. ચોથ તો તમારે ભરવી પડશે, બોલો તમે આપો છો?'

'બાપુ–બાપુ.'

'અરે બાપુ ફાપુ જાય જહાન્નમમાં ચોકખી વાત કરો. બોલો પંદર લાખ કોરી ચૂકવતા હો, તો ચૂકવી દો.'

'પણ—'

'અરે પણ ને બણ.' જસો જાદવ કારમો રોષ કરીને ઉઠયો. એની આંખોમાંથી જાણે કે લાલ રંગ નીતરીને એના અંગેઅંગ ઉપર ટપકવા લાગ્યો. 'મને શું તમારી સાથે પંચાત કરવાની નવરાશ છે? મને શું તમારા જેવો નવરો માણસ સમજો છો? મને શું તમે તમારા જેવો હિંગતોળુ, ડુંગળીતોળું કે લોટમગો દીઠો, કે તમે આંહી ચોવટ ડોળવા આવ્યા છો? ચાલ્યા જાઓ આંહીથી. જે માણસ મને પંદર લાખ કોરી આપવા તૈયાર હોય, એ મારી સાથે વાત કરવા આવે. ચાલ્યા જાઓ. નહિતર તમને ત્રણેયને પણ હું મહાજનની સાથે હેડમાં પૂરી દઇશ.'

ત્રણે નાગરિકોના વદન કાળાં બની ગયાં. જસા જાદવે લીધેલી વલણ અને વાટાઘાટ નહિ ચલાવવાની એણે પકડેલી જીદ જોઇ સહુનાં હૈયાં જાણે ઠંડી આગમાં થીજતાં જલવાં લાગ્યાં.

'અને,' ચાલ્યા જતા નાગરિકોને જસા જાદવે વાઘ જેવા ઘુરકતા અવાજે ચેતવણી આપીઃ 'હું તમને ત્રણ દિવસની મહેતલ આપું છું. ત્રણ દિવસમાં અમારી ચોથ ભરી દો. નહિતર આ માંગરોળને હું ભોંયમાં ભંડારી દઇશ. ઓળખો છો મને ? હું જસો જાદવ.'

આ ધમકી કોઇએ કલ્પી ન હતી. નહિ કલ્પેલી હોવા છતાં જસો જાદવ એને આચારમાં મૂકતાં જરા પણ આંચકો નહિ ખાય એમ એ બધા માનતા હતા. સર્વનાશના પુરોગામી પડઘાએ એમના મગજ બહેરાં બની ગયાં. ત્રણે જણાં પાછલે પગે ચાલતા જાણે કે પત્થરના બની ગયા. ધમકીની આગમાં એમના શ્વાસ અને પ્રાણ જાણે કે જલીને ખાક થઇ ગયા.

'જાઓ. ચાલ્યા જાઓ' જસા જાદવે બૂમ મારીઃ 'કેમ જતા નથી ? ધનારામ. કાળુરામ. બન્નેસિંહ કાઢો આ ભિખારીઓને મારી નજર આગળથી ધક્કા મારીને. કાઢો એ બધાય લોટમગાઓને.'

ધનારામ, કાલેસિંહ અને બન્નેસિંહ એ માંગરોળની ચોકિયાત મરાઠા બેરખના સિપાહીઓ હતા. પુનાથી પેશાવર ને દ્વારકાંથી કલકત્તા સુધી ભમતા. આ સિપાહીઓને પોતાના જીવનની કશી વિસાત નહોતી. જે સિપાહીઓને પોતાના જીવનની કોઇ કિંમત નહોતી એમને પારકાના જીવનની તે શી પરવા હોય ?'

'અલ્યા જાઓ, હટો. આંહીથી ખસો.' ધનારામે વીરજી ઠક્કરને ધક્કો માર્યો : 'હવે ચાલ રે ચાલ ડુંગળીતોળ. ચલે જા ઘરસે.'

અચાનક લાગેલા ધક્કાથી વીરજી ઠક્કર પડી ગયો. ફરસબંધી ભોંય ઉપર એમનું માથું પછડાયું. ભીનો જાડો અવાજ થયો ને ઠક્કરના માથામાંથી લોહી ધખધખતું વહેવા લાગ્યું. વીરજી ઠક્કરના મોઢામાંથી ભયભીત તાજુબીની ચીસ નીકળી ગઇ. અનાથતાનો જાણે કે છેલ્લો આર્જવ ચિત્કાર એ બંધિયાર મકાનમાં ગાજી ઉઠયો. શિવશંકર પંચોળી અને સોજપાળ શેઠ એકબીજા સામે જોઇ રહ્યા. બેય જણા વીરજી ઠક્કર સામે જોઇ રહ્યા.

એક ક્ષણ–અનંત લાગતી એક પળ–સુધી શિવશંકર અને સોજપાળ વીરજીને જોઇ રહ્યા. પોતાના ધ્રુજતા વૃદ્ધ ઉજ્જડ ચહેરામાંથી ધીમે ધીમે ટપકતા લોહીને પોતાના વસ્ત્રો નીંગળતાં વીરજી જોઇ રહ્યા. એની કાયા જડ જેવી બની ગઇ અને બીજી ક્ષણે શિવશંકર અને સોજપાળ ત્યાંથી દોટ મૂકીને નાઠા.

કોઇ નિર્જન ઘોર જંગલમાં પાછળ લોહીતરસ્યો વાઘ પડયો હોય એમ એ બે જણાં માંગરોળની ઉભી બજારે જીવને હાથમાં લઇને નાઠા. ભૂત દેખીને માનવીનું હૈયું હાથ ન રહે, એમ એમનાં હૈયાં કબજે ન રહ્યાં. દોડતા અને દોડતા તેઓ કાજીને ઘેર પહોંચ્યા.

ઓટલા ઉપર કાજી સાહેબ હાથમાં લાકડી ટેકવી બેઠા હતા. શિવશંકર અને સોજપાળની કાયામાંથી પ્રાણ જાણે ઉડીને હાંફ માત્ર ભરાઇ હતી. હાંફતા હાંફતા તેઓ કાજીની બાજુમાં બેસી ગયા, કાજી ચકીત આંખે એમની સામે જોઇ રહ્યો.

'કેમ શું થયું ?'

'મારે છે, જાદવ તો મારે છે' પંચોલી હાંફતા હાંફતા બોલ્યા,

'માથું ફોડી નાંખ્યું, વીરજી ઠક્કરનું.' સોજપાળ શેઠે માહિતી પૂરી કરી.

'ક્યાં છે વીરજી ઠક્કર ?' કાજીએ સવાલ પૂછ્યો.

'કોણ જાણે ? જાદવના સિપાઇએ એનું માથું ફોડ્યું અને અમે ભાગ્યા.'

'એમ ? અને તમારી વિષ્ટિનું પરિણામ એજ, કે બીજું કાંઇ ?'

બેય જણા ચૂપ થઇ ગયા. કાજીએ આગળ ચલાવ્યું : 'જુઓ જાદવ મરાઠાનો દેશમુખ આંહી ચોથ વસૂલ કરવા આવ્યો છે. આઠ વરસથી છે. આઠ વરસ એના અનેક જુલમો સહન કર્યા છે. હવે તો કહો, તમે આ બધું ક્યાં સુધી સહન કરવાના છો ?'

પંચોલીને હવે પોતાની રૂદ્રાક્ષની માળા યાદ આવી. બંડીની નીચેથી માળા કાઢીને એમણે ફેરવવા માંડી : 'હરહર, શું થવા બેઠું છે ? શું થશે ? કાજી સાહેબ જુલમની હવે કોઇ માઝા નથી રહી. પણ જાદવ છે જોરાવર. બળિયા સાથે બાથ કેમ ભીડાશે ? ગામલોકે હવે તો ઉચાળા ભરવા જ જોઇએ.'

કાજીએ તિરસ્કારભર્યું હાસ્ય કર્યું : 'શા માટે ગામલોક ઉચાળા ભરે ? ગામ ગામલોકનું છે કે મરાઠાનું છે ?'

શિવશંકર અને સોજપાળને કાજીની મનોદશા ન સમજાઈ. પરંતુ એમણે દૂરથી વીરજીને પોતાના માથાના જખમને પોતાની બંડીના છેડાથી દબાવતો આવતો જોયો. એક ક્ષણ વીરજીને રઝળતો મૂકવાનો ક્ષોભ બેય જણાની આંખમાં દેખાયો. ઓસીયાળું હાસ્ય કરી, એમણે વીરજીને નજીક આવતાં પુછ્યું: 'કેમ ઠક્કર આવી પહોંચ્યા ને?' ઠક્કર કાંઈ જવાબ આપ્યા સિવાય એમની પાસે બેસી ગયો. ઠક્કરને પોતાના માથામાંથી વહેતા લોહીને દબાવવા સિવાય બીજી એકેય વાતમાં હવે રસ નહોતો રહ્યો.

એક બાજુ આમ વાત ચાલે છે ત્યાં બીજી બાજુ રામજી આવ્યો. એટલે બેઠેલા ત્રણમાંથી એકેય સામે નજર સરખી પણ ફેંક્યા વગર એ કાજી પાસે આવ્યો: 'કાજી સાહેબ, ખારવાના પાંચસો જણ તૈયાર છે. તમે બતાવો એ કામ કરવા, તમે કહો એ જોખમ ખેડવા. જો કોઈ રીતે ય આ દેશમુખનો જુલમ અટકતો હોય તો.'

'અલ્લા બેલી' કરતો કાજી ઉઠ્યો. 'ચાલો મને લઈ જાઓ એમની પાસે.'

'કાજી સાહેબ! એય કાજી સાહેબ.' શિવશંકર પંચોલીએ હાંક મારી.

કાજી જરા થોભ્યો. 'તમારી વિષ્ટિનું પરિણામ મેં જોયું. હવે તમારી સાથે વાત કરવી મને પણ નથી ગમતી.'

કાજી રામજીની પાછળ પાછળ ચાલવા માંડયો. બેય જણા ખારવાઓના મકાનો તરફ ગયા. રામજીએ થોડીવારમાં ખારવા જુવાનોને એકઠા કર્યા. કાજીએ વાત શરૂ કરી:

'જુઓ ભાઇઓ, આ ગામ આપણા બાપદાદાનું, પછી આપણું અને આપણા પછી આપણાં બાળ બચ્ચાંનું. મરાઠા તો આંહી પોલ દેખીને પેસી ગયા છે. ભલે. પણ એ ચોથના ધણી. ચોથ પણ એકવાર. દુપટ નહિ. એને ચોથ મળે, પછી એને ગામના તંત્રમાં જરાય દખલગીરી કરવાની ન હોય. પણ અત્યારે જે દેશ-મુખ છે તે માથાનો ફરેલ છે. હાથનો મેલો છે. પોતાના હાથના મેલ એ ગામના માથા ઉપર ધોવા માગે છે. એણે આંહી લૂંટ ચલાવી છે. એણે આંહી અન્યાયના કારભાર ચલાવ્યા છે, એને જે સત્તા નથી, એ પચાવી લઇને એણે આપણને સહુને પૂરા પજવ્યા છે. 'આપણે આ દેશમુખ ન જોઇએ. બોલો તમને સહુને મારી વાત મંજૂર છે ?'

પાંચસોયે ખારવાઓએ આ વાત વધાવી લીધી, પરંતુ એક વૃદ્ધ ખારવો બેઠો હતો એણે શંકાનું ભૂત જગાડ્યું: 'પણ મરાઠાની સામે થવાનું આપણું ગજું છે ખરૂં ?'

કાજીએ સ્વસ્થ અવાજે જવાબ આપ્યો ; 'ના, દેશમુખની વાત તો ઠીક, પણ વડોદરાનો ગાયકવાડ આવે તો આપણું ગજું નથી.'

'ત્યારે ?'

'મારી વાત તમે સાંભળો અને પછી તમે સહુ તોલ કરો. હું ક્યાં કહું છું કે તમે ગાયકવાડની સામે માથું ઉઠાવો ? પુના બળિયું છે ને ગાયકવાડ જોરાવર છે. બેય સાથે મળે તો આપણા ગામ ઉપર સીઠું વાળી દે. એટલે સબળા સામે નબળાની બાથ ભીડવાની વાત હું ન કરૂં. હું તો એમ કહું છું કે ગાયકવાડ અને

પુનાની ચોથ સાચી ને વાજબી આપણે દેવી. પણ આ દેશમુખ આપણને ન જોઇએ. આપણે તો આ દેશમુખને પકડી લઇએ. ને આપણામાંથી જ કોઇને નિમીયે કે જે ચોથ બરોબર વાજબી રીતે વસૂલ કરી પહોંચાડે. ચોથ એની સાચી; પણ દેશમુખ આપણો.'

'આ વાત સાચી સોનામહોર જેવી.'

'બસ તો મારી સાથે આવવું હોય એટલા આવો. આપણે ગઢમાં જઇએ, દેશમુખને પકડી લઇએ.'

પાંચસો માણસ તૈયાર થઇ ગયું, એ બુઝર્ગ કાજી એંસી વર્ષની જૈફ કાયામાં નવી જુવાનીને લઇને એમની આગળ થયો. બધા ગઢમાં પેઠા. પહેલાં દોઢીના દરવાનોને દબાવ્યા, પછી બધા ઉપર ચડી ગયા. જસો જાદવ એના પાસવાનો સાથે બેસીને પોતાના સદા સાથી હુક્કા સાથે વાતો કરી રહ્યો હતો. ત્યાં પાંચસો જણ જઇને ઉભા રહ્યા.

જસો જાદવ આ દંગલ આવેલું જોઇ તાજુબ બન્યો. સદા ક્રોધી સૂરે એણે કહ્યું: 'કેમ રે, તમે બધા કેમ આવ્યા છો? વીરજી ઠક્કરના હાલ તમે હજી નથી સાંભળ્યા? ચાલ્યા જાઓ આંહીથી. હું કોઇની કાંઇ વાત નથી સાંભળવાનો.'

બુઝર્ગ કાજી ચાર કદમ આગળ વધીને જસા જાદવ સામે ઉભો રહ્યો. સ્વસ્થ સત્તાશીલ અવાજે તે બોલ્યો.

'જાદવ. અમે આજથી તમને દેશમુખ તરીકે મંજૂર નથી રાખતા. તું જુલમગાર નીવડયો છે. ચોર નીકળ્યો છે. તેં અમારી

ખેતી ખરાબ કરી છે ને અમારા વેપાર પાયમાલ કર્યા છે. તેં અમારા ગામની મિલ્કત લૂંટીને એને કંગાળ બનાવ્યું છે. તેં રૈયતને વિના કારણ કેદ કરી રાખીને ઇન્સાફના ખૂન કર્યાં છે. તું અમારા ગામનો દેશમુખ બનવાને નાલાયક છો. અને તને નાલાયક માણસ સમજીને અમે તને કેદ કરીએ છીએ.'

જસોજી હસ્યો. પરંતુ એના હાસ્યમાં ભયનો કંપ વર્તાતો હતો: 'મને કેદ કરવો છે ? આ ગામમાં મારી ચોકિયાત મરાઠા બેરખ છે, એની તમને ખબર છે ?

'હા. અઢીસોથી ત્રણસો માણસ છે તારા લશ્કરમાં. એને જેર કરતાં અમને વાર નહિ લાગે.'

'અને ગાયકવાડ અને પુનાની વહાર આવશે મારી પાછળ.. મૂર્ખાઓ.'

'ભલે આવે' કાજીએ કહ્યું: 'અમે ગાયકવાડ સામે બંડ નથી કરતા ને પુનાની ચોથ નાસુકરૂ જવા નથી માંગતા. માત્ર ચોથ અમે જ ઉઘરાવીને મોકલશું.'

જસા જાદવને આ સ્થિતિ ન સમજાઇ. દેશમુખ એટલે ગાયકવાડનો સ્થાનિક સુબો. એના ઉપર હાથ ઉગામવો એ આખી ગાયકવાડીને પડકાર આપ્યા બરોબર. ગાયકવાડી એટલે પુનાના પેશ્વાની ચોથમાં ભાગીદાર. એટલે આ પુના સામે પણ બંડ. જસા જાદવની આંખમાં આ બંડખોરીએ ક્રોધનાં પુર ઉમટાવ્યાં.

'અરે જારે મુસલ્લા.' જસા જાદવે ત્રાડ મારી ભેટમાંથી લાંબો જમૈયો કાઢીને કાજી ફકીર–ઉદ–દીનની છાતીમાં હુલાવી દીધો.

કાજી 'યા અલ્લાહ' કહેતો ભોંય પર પડ્યો. છાતીમાં થયેલા કાતીલ જખ્મમાંથી લોહીનો ધોધ જાણે કે એ ભૂમિને ધોવા લાગ્યો.

એક ક્ષણ જસા જાદવે શિકારી પશુની સચોટ વિકરાળ દૃષ્ટિએ ચોપાસ ગર્વભરી નજર નાંખી. એક ક્ષણ એને આશા આવી કે બંડખોરોના આગેવાનની થયેલી આ બેહાલી બીજા બંડખોરોનાં ગાત્ર કંપાવી દેશે.

પરંતુ જ્યારે એણે પાંચસો ય જુવાનોના મુખ ઉપર ભયની કોઇ જાતની અસર ન જોઇ, ત્યારે પોતાના આ સાહસના પ્રત્યાઘાતનો ડર એના દિલમાં ડંખવા લાગ્યો. પાંચસો જીવ ઉપર આવેલા માણસોના મુખીને એમની નજર સમક્ષ હલાલ કરવામાં પોતે ખૂબ જ જોખમભરી ઉતાવળ કરેલી એને દેખાઇ. હૃદયમાં પ્રગટેલી ભીતિ લાલ કાળા રંગે એના મુખ ઉપર ફરી વળી.

રામજી આગળ આવ્યો; પોતાના પાંચસો જુવાનો સામે ફરીને એણે ફરમાન કર્યું: 'જુવાનો, આ દેશમુખનો છેલ્લો સીતમ તમે જોયો. હવે પકડી લ્યો આ દેશમુખને.'

પાંચસો જુવાનો આગળ આવ્યા. દેશમુખ જાદવ તો જડ જેવો બની ગયો હતો. એને એમણે પકડી લીધો.

'હવે લઇ લ્યો એને દોઢી ઉપર. જાદવના આ પાસવાનોને પણ જાપ્તામાં લ્યો.'

જાદવ અને એના પાંચ છ પાસવાનોને જાપ્તામાં લઇને બધા નીચે દોઢીએ આવ્યા, દોઢીમાં મજબુત કોટડીઓ હતી. એક

કોટડીમાં જાદવને પૂરી દેવામાં આવ્યો. બીજી કોટડીઓમાં એના પાસવાનોને પૂરી દેવામાં આવ્યા. પચાસ જુવાનોની ફરતી પાકી ચોકી કેદીઓ ઉપર બેસી ગઇ.

રામજી પછી બાકીના જુવાનોને લઇને ચોકિયાતોના આવાસ તરફ ચાલ્યો. દરબારી દોઢીથી થોડે દૂર એક બીજી મોટી દોઢી હતી. ગામના ગઢને લગોલગ આવેલી એ દોઢી ઉપર રામજી આવીને ઉભો રહ્યો. એણે ચોકિયાતોના નાયકને બોલાવ્યો. ગામે દેશમુખને કેદ કર્યાના સમાચાર એને કહ્યા. ગામનું જૂથ મોટું હતું ને ચોકિયાતોનો તોફાને ચડવાનો ઇરાદો હોય તો એ તોફાન ઝીલવાને ગામ તૈયાર હતું એમ પણ એને કહ્યું. જો ચોકિયાતોનો વિચાર ગામ છોડીને પોતાને વતન જવાનો હોય, તો ગામને તેમાં કાંઇ વાંધો ન હતો એ પણ કહ્યું. ચોકિયાતો જો ગામમાં રહેવા માગતા હોય, તો એમણે દોઢીમાં પૂરાઇ રહેવાના કોલ આપવા પડવાના, એ વાત પણ એને કહી. ગામ અને દેશમુખ વચ્ચેનો ઝઘડો આખો ગાયકવાડ પાસે રજૂ થવાનો હતો. ગામલોક એમને હેરાન ન કરે, એ શરતે ચોકિયાતોએ ગાયકવાડ સરકારનો હુકમ મળતાં સુધી પોતાની દોઢીમાં રહેવાની નાયકે ઇચ્છા જણાવી, તરતજ દોઢીના દરવાજા બંધ થયા ને બંધ દરવાજા ઉપર જુવાનોની ચોકી બેસી ગઇ.

વળતે દિવસે સવારે બુઝર્ગ કાજીની પાયદસ્ત નીકળી અને બંધનમુક્ત થયેલા મહાજને અને થોકેથોકે ગામ લોકોએ એમાં ભાગ લીધો. અવલ મઝલની એ ક્રિયા સમાપ્ત થઇ રહ્યા બાદ આખું ગામલોક પંચાયતે મળ્યું. બધાએ કાજી ફકીર-ઉદ-દીનના પુત્ર શેખમીયાંને પોતાનો દેશમુખ નીમવાની વાત સ્વીકારી.

વડોદરામાં શ્રીમંત સરકાર પોતાનો દરબાર ભરીને બેઠા હતા ત્યાં એક દિવસે એ દરબારમાં દૂરદૂરના પ્રવાસની રજ માથે લઇને એક કાસદ આવ્યો. શ્રીમંત પોતાના દિવાન અને અમલદારો સાથે બેઠા હતા; ત્યાં શ્રીમંતના હાથમાં કાસદે એક ખરીતો મૂકયો. ખરીતો મૂકી કાસદ કુરનસ બજાવી પાછે પગલે ચાલીને દૂર ઉભો રહ્યો.

શ્રીમંતે ખરીતો વાંચ્યો અને એના મુખ ઉપર કાળઝાળ રોષ વ્યાપી રહ્યો. એમણે ખરીતો પોતાના દિવાનના હાથમાં મૂકયો. દિવાને એ પત્ર વાંચ્યો. પત્ર વાંચીને કાસદ સામે જોયું.

'કોણ તું, આ પત્ર લાવ્યો છે?' દિવાને સવાલ પૂછ્યો.

'જી હા.'

'આ ખરીતામાં શું લખ્યું છે એ તું જાણે છે?'

'જી. મીયાં સાહેબે ખરીતો આપતી વખતે મને હુકમ કર્યો હતો કે શ્રીમંત સરકાર જે કાંઇ ખુલાસો પૂછે એનો મારે યોગ્ય જવાબ આપવો.'

શ્રીમંત બોલ્યા : 'આમ આવ, મને જવાબ દે. અમારા દેશમુખને તમે શા માટે કેદ કર્યો છે?'

'ગરીબપરવર,' કાસદે હાથ જોડીને કહ્યું : 'આપના દેશમુખના અમારા ઉપરના જુલ્મની કોઇ સીમા ન હતી. એણે અમારા વેપાર ભાંગ્યા છે. અમારી ખેતી ભાંગી છે. અમારી વસ્તીને લૂંટી છે.'

'એમ ?' શ્રીમંતનો અવાજ કરડો બન્યો. 'અને તમે એને કેદ કર્યો. તમે અમારી બેરખોને પકડી લીધી. તમે અમારા સામે બંડ-ખોરી દાખવી.'

'હજુર, અમે આપની સામે બંડખોરી નથી દાખવી, એ બતાવવાને માટે તો મને મીયાં સાહેબે આપની પનાહમાં મોકલ્યો છે. અમે આપની શિસ્તમાંથી નથી છૂટવા માગતા. પરંતુ આપના નામને, આપની સત્તાને કલંકિત કરનાર અમલદારને અમે કેદ કરીએ છીએ. અમે એવા અમલદારો સામે માથું ઉચકીએ છીએ એ આપની ઇન્સાફવૃત્તિમાં અમને કેટલો ઇતબાર છે, એ બતાવે છે. આપને અમારી પાસેથી ચોથ જોઇએ છે. અમારે આપને ચોથ આપવી છે. પરંતુ જે ચોથ અમારે આપવી છે, જે ચોથ આપને લેવી છે, એ માટે અમારે આપના નાફરમાન અમલદારની સીતમગીરી શા માટે સહન કરવી ?'

'અમારા અમલદાર સામે બંડ કરો એ અમારી સરકાર સામે બંડ નથી ?'

'હજુર, આપ આવો ખ્યાલ દાખવશો એની અમને ખબર નહોતી અને અમને એથી ખેદ થાય છે. ખેદ એટલા માટે કે આપની જે ચોથનો અમે ઇન્કાર કરવા નથી માગતા, એ ચોથ આપવા માટે અમારે આટલી જુલમગારી સહન શા માટે કરવી ?'

શ્રીમંત થોડીવાર વિચારમાં પડ્યા. થોડી વાર રહીને એ દિવાન તરફ જોઇને બોલ્યા :

'દિવાનજી, આ લોકો પોતે પોતાના તરફથી દેશમુખ નીમ્યાની વાત કરે છે એ કોણ છે ?'

'સરકાર, એનું નામ શેખમીંયા છે, કાજી ફકીર–ઉદ–દીનનો એ પુત્ર છે. એટલું આ પત્રમાં લખ્યું છે.'

'બહુ સારૂં. એક રૂક્કો આ કાસદને લખી આપજો. કહેજો કે જ્યાં લગી અમારી ચોથ અમને બરાબર મળશે, અને જ્યાં સુધી ગામના લોકો એનામાં ઇતબાર બતાવતા રહેશે ત્યાં સુધી અમારા તરફથી એને માંગરોળ મહાલના દેશમુખ તરીકે મંજૂર રાખવામાં આવશે.'

શ્રીમંત કાસદ તરફ ફરીને બોલ્યા :

'કાસદ, તમે જાઓ. માંગરોળના લોકોને કહેજો કે અમને એમના ઉપર રોષ નથી. ગામ લોકને અમે વિનાકારણ તકલીફમાં ઉતારવા નથી માગતા. જાઓ, શેખમીયાંને જઇને કહેજો કે અમારા ચોરને અને અમારી ચોકિયાત બેરખને આંહી મોકલી આપો.'

દિવાનજી સામે જોઇને શ્રીમંતે ફરમાવ્યું :

'દિવાનજી, કાસદને એક સારો ઘોડો આપો, એક સારો પોષાક આપો. માંગરોળના મહાજનને અમારા તરફથી જણાવો કે એક વર્ષની ચોથ અમારી મહેરબાની બતાવવાને માટે માફ કરવામાં આવે છે. જાઓ કાસદ, તમે જાઓ. ગામલોકને અમારા વતી રાહતના સમાચાર આપજો. કહેજો કે બહાદુરોની કદર શ્રીમંત સરકાર કરી જાણે છે.'

# ૯ : 'ભયંકર છોકરો'

લીલા હરિયાળા મેદાનમાં લીલા ઝાડોની જાણે કે ચોસર જડી છે. એ મનોરમ ચોસરની વચમાં ચોસરની લીલમની સોગઠી જાણે કે સરતી હોય એવી એક સુંદર લીલી કિનખાબની પાલખી ચાર ચાર કદાવર ભોયણોને માથે ઉચકાઇને ચાલી જાય છે. એ પાલખીની પાછળ ત્રીસથી ચાલીસ ઘોડેસ્વારો જરા દૂર દૂર ચાલ્યા આવે છે.

એ નાના મંડળની આગળ-સૌથી આગળ, ઘોડેસ્વારો અને પાલખીની લગભગ પચાસ કદમ આગળ બે ઘોડેસ્વારો ચાલે છે.

એ બે અસ્વારોમાંથી કદાવર કાળા ઘોડાનો અસ્વાર પહેલી નજરે રોફભર્યું માન ખેંચે છે. એ અસ્વાર છ હાથથી યે ઉંચો છે ને એની ગજગજ પહોળી છાતી ઉપર કાળી ઘેરી અમીરી દાઢી હવામાં રમે છે. એણે એક રેશમી અચકન પહેર્યું છે. જોધપુરી જામો ચડાવ્યો છે. સરસ ભરત ભરેલી મોજડી કોઇ કોડીલી રસીલી ભાર્યાની મહોબ્બત ભરી માયાના એંધાણ આપે છે. એક હાથમાં ભમ્મર ભાલો ઘોડાના પાયગા સાથે ભરાવેલો આકાશમાં ચમકતી રોશનીને જાણે કે ધરતી ઉપર ઉતારવા માગે છે.

શરીરે એ પહેલવાન છે. વયે એ જુવાન છે. પરંતુ એનો ડારતો વિકરાળ ચહેરો રાતદિવસની ચિન્તાની આંગળીઓએ જાણે વીંખીપીંખી નાંખ્યો છે. એનો ચહેરો સુક્કો છે. કરડો છે. અને કપાળ ઉપર જમણી આંખ ઉપર અને કાનથી તે ઉપલા હોઠના ડાબા છેડા સુધી લંબાતા જખમો એ સદાના કરડા ચહેરાને વિકરાળ બનાવે છે. કોઈ માનવ દેહ ઉપર કોઈ વૃદ્ધ વાઘનું કોઈએ જાણે કે મોઢું ચોડી દીધું છે એવો એ અસવાર લાગે છે. એનું નામ છે અભયસિંહ રાઠોડ. મારવાડનો એ ભાયાતી જમીનદાર છે. દિલ્હીના શહેનશાહ ફરૂખશીર બહાદુરનો એ સાળો છે. મેવાડના મહારાણાના ઓસરતાં જતાં નીલાં લોહી પણ એની સાથે સગપણે સંધાયાં છે. સોરઠનો એ સુબો છે. સારી મુગલ સલ્તનતની સંધ્યાકાળમાં એ મધ્ય આકાશમાં હવામાં તરતા લાલ કોરે બંધાતાં સફેદ વાળ જેવો છે. સંબંધે અને વસીલાએ મુગલ સલ્તનતમાં એનો કોઈ જોટો નથી. એવો એ અભયસિંહ રાઠોડ હતો.

એની સાથે ચાલનાર બીજો અસવાર દિલ્હીનો મોગલ અમીર મીર બાહેરઅલ્લી છે.

'મુલક બહુ રળિયામણો ને મીઠો' મીરે આસપાસ સંતોષે ભરાતી નજર નાંખીને કહ્યું.

'હા', અભયસિંહ રાઠોડનો કરડો અવાજ આવ્યો : 'આ મુલકની મીઠાશ તો મીર સાહેબ, અમારા લોહીની છે. આ મુલક ઉપર મેં મારી મસનદના સિપાહીઓનું ખૂન સીંચવામાં કમીના નથી રાખી. ગામ ગામને પાદરથી અમારા લોહીના ચીલા તમને દેખાશે.'

'હા. એ વાત સાચી. નવાનગર જેવું આટલે દૂરનું અને તોફાની રાજ્ય ભાંગવું અને કબજે કરવું એ કાંઇ જેવા તેવાથી થોડું બની શકે એવું છે?'

મીર બાહેરઅલ્લી દિલ્હીના દરબારમાં મોટી અવરજવરવાળો અમીર હતો. જાણકારો કહેતા હતા કે પાદશાહ ફરૂખશીર ઘણી વાર પોતાના કાન આ મીરની જીભ ઉપર રાખતો. એટલે મીરનો આ અભિપ્રાય કોઇક દિવસ એ વિલાસી અને સર્વ ભંગળકારી કર્ણો સુધી પહોંચશે એ ખ્યાલે અભયસિંહ રાઠોડના મગજમાં શાંતિ અને આશાનો નશો ચડયો. અભયસિંહ રાઠોડ નાના જાગીરદારમાંથી પોતાના કાંડાના જોરે સોરઠની સુબાગીરી સુધી વધેલો. હવે એ રાઠોડ જાગીરદારને વધારે આગળ વધવામાં પોતાના હાથ ઉપરાંત પાદશાહની આંખની જરૂર પણ લાગતી. અને પાદશાહની આંખો તો એમના કાનોમાં જ હોય છે એ વાત રાઠોડથી કયાં છાની હતી?

કર્ણોપકર્ણ સાંભળેલી માહિતી અધૂરી હોય તો પોતાની પરાક્રમગાથાનું સ્વમુખે બયાન કરી એને પૂરી કરવાની નેમથી અભયસિંહ રાઠોડે કહ્યું.

'મીર સાહેબ, વાત એમ હતી કે મરહુમ જામ રાયસેનને એકે ય પુત્ર ન હતો. જામ અવસાન પામ્યો ત્યારે એના અનૌરસ પુત્ર સતાજીએ ગુજરાતના સુબા કુતુબુદ્દીનની સહાય માગી અને સુબા સાહેબે ગુજરાતથી મને સતાજીની સહાયે મોકલ્યો. કેમકે મરહુમ જામના ભાઇનો પુત્ર તમાચી ગાદીનો ધણી થઇ બેઠો હતો. હું આંહી આવ્યો. નગર ઉપર ચડાઇ કરી. ચાર માસના ઘેરા પછી

નગર ભાંગ્યું. તમાચી થોડાં માણસો લઇને નાસી ગયો. પરંતુ એ ફેરામાં સતોજી કામ આવ્યો અને નગરની રિયાસતને સોરઠની ફોજદારીમાં મિલાવી દેવાનું પાદશાહ સલામતનું ફરમાન આવ્યું. નગરનું નામ ઇસ્લામાબાદ પાડયું ને એ કાળથી સોરઠની ફોજદારી ટળીને સુબાગીરી થઇ અને મને સોરઠનો સુબો નીમવામાં આવ્યો. આ પાંચ વરસ ઉપરની વાત.'

'અને પછી ?'

'પછી તમાચીએ સોરઠ સામે બહારવટું ખેડવા માંડયું. રોજ સવારે ગામ ભાંગીને મોઢામાં દાતણ નાંખવું ને બપોરે ગામ ભાંગીને ભોજન કરવું એ તમાચીનો નિયમ હતો. અરે મીર સાહેબ, એ છોકરો તો છે જુવાન. વીસ વરસની તો પૂરી ઉમર નથી ને મુખમાં તો હજી દુધિયા દાંતમાં માનું ધાવણ ફોરતું હતું. પરંતુ એવો ભયંકર માણસ મેં હજી નથી જોયો. એણે તો સાડા-ચાર વરસમાં તોબાહ પોકરાવી દીધી.'

'અયસા ?' મીરને ખબર ન પડી કે આ પરાક્રમગાથા છે તે અભયસિંહની કે તમાચીની. દરબારી કેળવણીની આદતે એની પાસે બેયમાં ચાલી શકે એવો અભિપ્રાય ઉચ્ચારાવ્યો.

'અરે મીર સાહેબ, વાત ન કરો. આજ રૂલા તો કાલ ખંભાલીયા. કાલ ખંભાલિયા તો પરમ દિવસે જુનાગઢ. ચોથે દિવસે દ્વારકાં તો પાંચમે દિવસે નગર. રોજ બે ગામ ભંગાય ત્યારે અમારે બહારવટિયો શોધવા ન જવો પડે. એ તમાચી. પવન તો જાણે એનો દોસ્ત. જંગલ એટલા એના તંબુ ને ડુંગર એટલા એના કોટ. નદી એટલી એની વાડ અને ગામ એટલાં એનાં

દોર કરી દીધું છે ને કે એને એક છેડેથી બીજા છેડા સુધી આપ કોરીઓ ઉછાળતા ઉછાળતા ચાલ્યા જાઓ તોય કોઇ નામ ન લ્યે. એ વાત સાબીત કરવાને માટે જ પાદશાહ સલામતનાં પુત્રી અને મારી ભાણેજ ગુલબદન બાનુને અમારૂં દ્વારકાનું દેવમંદિર બતાવવા લઇ જાઉં છું.'

'લોકો કહે છે કે દ્વારકાનું જગત મંદિર એ તો મશહૂર તીર્થ છે. કેમ ખરૂં ને?' મીરે પૂછ્યું.

'બેશક. આખા હિન્દુસ્તાનમાંથી એની અમારા લોક જાત્રા કરે છે. ગુલબદન બાનુ ભલે મુસલમીન રહ્યાં. કુરાનમાં એનું યકીન અવિચળ હો. પણ ગમે તેમ તોય એ મારી બહેનની પુત્રી. દેહ ભલે વટલાયો પણ સંસ્કાર તો અમારા હિન્દુઓના જ ને? જાત્રા એનાથી થાય નહિ ને જાત્રા કરવાને અમે એને અમારા મંદિરમાં લાવીએ પણ નહિ. તોય હવે એ અમારૂં—એના માતામહોનું તીર્થ-ક્ષેત્ર નજરે નિહાળે તોય ગનીમત છે.'

'રાસ્ત છે. રામ ને રહેમાનમાં ક્યાં તફાવત છે? અલ્લાહ કહો, ઇશ્વર કહો. બધું એક ને એક જ છે ને.' મીરે ધર્મ સંબંધે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો.

'બાપદાદાઓ પાળતા આવે તે ધર્મ. ને શું તમે કે અમે આપણે બધાય એક જ ખુદાના બાળક છીએ.'

'રાસ્ત છે.'

નમતા પહોરે આ નાના મંડળે ધી નદીને કાંઠે પોતાના પડાવ નાંખ્યા. ભોજન લીધું. આરામ લીધો.

સિન્ધના ખારા કાળા રણોની પેલે પાર ભીખ માગતો, અન્નજળ વગર ટળવળતો કલ્પ્યો હતો, એ ભયંકર છોકરાને જીવતો જાગતો ને કુશળ ક્ષેમ ભોગવતા જીન જેવો પોતાની સામે ઉભેલો જોઇ મીર સાહેબના પ્રાણ એમના શ્વાસના જામામાંથી છટકીને દૂર દૂર નાસભાગ કરવાની જાણે કે કારમી મથામણમાં પડયા.

'કેમ, અભયસિંહ રાઠોડ?' તમાચી ભયંકર હાસ્ય કરીને બોલ્યો. એના પાતળા ધોળા દાંત લોહીતરસ્યા વાઘની દાઢ જેવા વિકરાળ દેખાવા લાગ્યા. પાતળી એકવડી કાઠીના એ છોકરાની કાયા જાણે કે જુગ જુગની તરસ પીતી પીતી હેડંબ રાક્ષસ જેવી બનવા લાગી. 'સોરઠના સુબા સાહેબ, સોરઠના સરતાજ,' કહો સોરઠમાં કેવી શાંતિ આપે સ્થાપી છે?'

એનો સ્પષ્ટ તિરસ્કારભર્યો અવાજ, એનો કિન્નાખોર સૂર અભયસિંહને જાણે મીઠાના કોરડા ફટકારતો હોય એમ એ જડ જેવો ઉભો થઇ રહ્યો. અણકલ્પ્યો, અણનોતર્યો, અણવાંચ્છયો અને હજાર જોજન દૂર માનેલો આ કિન્નાખોર બહારવટીઓ આંહી એના માર્ગ અવરોધતો ક્યાંથી? કેવા સંજોગોમાં એનો ભેટો થયો? ને—ને—ભયંકર વિચાર હતો—ન કરે નારાયણ ને પાદશાહ સલામતની શાહજાદીને કાંઇક પણ થાય, બહારવટિયો એ મોગલ જનાનખાનાના કોમળ ફૂલ ઉપર હાથ નાંખે તો પછી બહારવટિયાનું તો થવાનું હશે એ થશે પણ પોતાનું શું? કાબુલની સુબાગીરી હરણફાળે દિલ્હી તરફ દોડતી આવતી કોઇ જલ્લાદના ખંજરમાં કે કોઇ પુસ્તુના પ્યાલામાં એકરસ બની જતી એણે જોઇ. અભયસિંહની આંખો તમાચી ઉપર થીજી ગઇ હતી. એના કાન પોતાના પતનના પુરોગામી પડઘા જાણે કે હવામાંથી ગાજતા ઝીલતા હતા.

'અભયસિંહ રાઠોડ, સોરઠની શાંતિના સ્થાપક, કેમ બોલતા નથી ?' તમાચી પોતાની આંખો, પોતાના હાથ અને પોતાના અવાજને સ્વસ્થ રાખવા મથતો વ્યંગમાં બોલવા માંડયો. એકાએક એણે પોતાના ઉપર મહા જહેમતે જાળવેલો કાબુ ગૂમાવી દીધો : 'અલ્યા રાઠોડ' પીસાયેલા હોઠમાંથી સાપ જેવા સુસવાટા કરતો એનો બદલાયેલો અવાજ હવામાં કારમા પડઘા પાડી ઉઠયો. 'અલ્યા ખૂટલ રજપૂત, ફટ છે તારી જાતને ને ફટ છે તારી જનેતાને. મારા ભોળીયા બાપનો તેં દ્રોહ કર્યો. મારી આવડી રિયાસત તેં દબાવી. મારી–મારી' પોતાને થયેલા અનેક અન્યાયો ફરીતે યાદ કરવાની' એની બુદ્ધિએ જાણે કે એને ના પાડી હોય એમ એ આગળ બોલતો અટકી ગયો. એક ક્ષણ નીતરી શયતાનિયતના ઓળા એની આંખમાં ખદબદી ઉઠ્યા. એક ક્ષણ અભયસિંહે પૃથ્વીનું પેટાળ ફોડતાં નરકનું જાણે કે સાક્ષાત સ્વપ્ન દર્શન કર્યું.

તમાચી કૂધો. વાઘ શિકાર ઉપર કૂદે એમ. રાઠોડની દાઢી પકડી એને એણે ઘોડા ઉપરથી ખેંચી પાડયો : 'બોલ, બોલ. ઓ બદબખ્ત રાઠોડ ! બોલ, એક હરફ તો બોલ. અરે ઓ નાપાક, તારૂં ખૂન બુન્દે બુન્દે પીવાને મને એક તક આપ.. અરે રાઠોડ, જુગજુગથી ખૂટલ કોમના ખૂટલ કુલાંગાર, એક વાર તો મચ્છર ટળીને માટી થઇ જા.'

•

•

મીર બાહેરઅલ્લીની આંખ ફાટી ગઇ. 'યા અલ્લાહ' એના ફિક્કા હોઠમાંથી ચીસ નીકળી ગઇ.

એકાએક એક તીણી ચીસ ઉઠી. એ ચીસ પાલખીમાંથી આવી હતી. તમાચી એ ચીસ સાંભળી થંભી ગયો. એના હાથ

જાણે કે રોકાઇ ગયા. એ પાલખી પાસે ગયો. કિનખાબના પડદા એણે તોડી ફાડી નાખ્યા. પાલખીની અંદર બેભાન બનેલી એક ચંદર વર્ષની કન્યા ચત્તીપાટ પડી હતી. એની ચંપકવર્ણી મુખ-કૌમુદીનાં નૂર ભયથી જાણે કે શોષાઇ ગયાં હતાં.

'કોણ છે આ ?' તમાચીએ એક ભોયણને સવાલ કર્યો. થરથરતી ભોયણ હાથ જોડીને કરગરતી બોલી : 'ઓ બાપા, મને મારશો મા. આ છોકરી તો ગુલબદનબાનુ. દિલ્હીના પાદશાહની શાહજાદી છે.'

'ઓ–હો–હો–હો' તમાચી બોલ્યો. એ સૂર સાંભળીને અભયસિંહ રાઠોડને પોતાના શંકાભૂતો ડમરૂ બજાવતાં આનંદે નાચતા લાગ્યાં.

અભયસિંહ રાઠોડે કહ્યું : 'તમાચી, તારૂં બહારવટું પાર પાડું, તું કહે એ શરતે.'

'મારૂં બહારવટું પાર પડે, અને તે તારાથી ?' તિરસ્કારથી તમાચી બોલ્યો. 'અરે મૂર્ખ રાઠોડ, જાણતો નહોતો કે તું સાપના રાફડા ઉપર બેઠો છે ? તારી તો હું પળપળની બાતમી મેળવતો. ને તારી પળપળની હિલચાલ ઉપર મારા પાકા હેરૂ હતા. અને તું આ બાજુ નીકળવાનો છે એના મને સમાચાર હતા. અને તોય–તોય દિલ્હીના પાદશાહની શાહજાદીને તું તારી સાથે લાવવાની મૂર્ખાઇ કરીશ એમ હું નહોતો માનતો. પણ,' તમાચી કારમા સંતોષના અવાજે બોલ્યો : 'પણ મારૂં ભાગ્ય મોટું છે.'

'પણ તારે જોઇએ છે શું ? તારી રિયાસત તને પાછી સોંપું પછી ?'

'મારી રિયાસત મને રાઠોડ, એટલી ગળે નથી વળગી કે તારા ઉપરનાં વેર હું ભૂલી જાઉં કે જતાં કરૂં. મારે શું જોઇએ છે?'

તમાચી પોતે પૂછેલા સવાલનો જવાબ મનમાં વિચારતો હોય એમ થોડીવાર ઉભો રહ્યો. પછી તે બોલ્યો. અને એના અવાજમાં ઠંડી આગ જાણે કે રાઠોડના ભાવીને થીજાવતી જલાવતી હતી.

'મારે શું જોઇએ છે એમ પૂછો છો ને? તો સાંભળો. દિલ્હીના પાદશાહની શાહજાદી સાથે તમારે જાતે મારી શાદી કરવી પડશે.'

માથે આભ ફાટયું હોય કે પગ નીચે ધરતી તૂટતી હોય એમ રાઠોડ આ માગણી સાંભળી હેબત ખાઇ ગયો.

'શાદી? શાદી?' શુષ્કવત એણે શબ્દો ઉચ્ચાર્યા.

'હા. શાદી. અને રાઠોડ તારા જેવો હું સમયચોર નથી. તારા જેટલો હું ભાનભૂલ્યો મતલબી નથી. હું તમને અને ગુલબદન બાનુને એને જ મારી નજરકેદમાં રાખીશ. બાકીના આ તારા તમામ સાથીઓને હું છૂટા કરી દઇશ. એક માસની હું મહેતલ આપું છું. આજ ચૈત્ર માસની તેરસ છે. વૈશાખ શુદ તેરસના બપોરના બાર વાગ્યા સુધી મારી મહેતલ તમને પહોંચે છે. તે દિવસે બરાબર આટલે વખતે એક બ્રાહ્મણને લઇને હું આવીશ. અગ્નિની સાક્ષીએ હું ગુલબદન બાનુની સાથે મંગળ ફેરા ફરીશ. તમારા માણસો અત્યારે ને અત્યારે બંધનમુક્ત થઇ જશે. જો સોરઠની સુબાગીરીમાં તાકાત હોય, ગુજરાતની સુબાગીરીમાં તાકાત હોય, તમારા પાદશાહના હાથમાં તાકાત હોય તો મારી મહેતલ પૂરી થાય તે પહેલાં તમને અને ગુલબદન બાનુને મારી પાસેથી છોડાવી જજો.'

તમાચીએ અભયસિંહ રાઠોડને પોતાના માણસોના જાપ્તામાં સોંપ્યો. ગુલબદન બાનુની પાલખી એણે પોતાના માણસોને સુપ્રત કરી. એ સિવાયનાં રાઠોડનાં બીજા તમામ માણસોને એણે એકઠા કર્યા અને એમને કહ્યું: 'તમારામાંથી અમે બે જ કેદી રાખીએ છીએ. બાકીના જાઓ જવું હોય ત્યાં. તમે છૂટા છો.'

મીર બાહેરઅલ્લી સામે જોઇને તમાચી બોલ્યો: 'મીર, તમે જાઓ. જેને તમારે સંદેશ આપવો હોય એને સંદેશ આપો કે તમાચીએ અભયસિંહ રાઠોડને અને ગુલબદન બાનુને કેદ કર્યા છે. એમને એટલું પણ કહેજો કે આજથી બરાબર એક માસ પછી હું દિલ્હીના પાદશાહની શાહજાદી સાથે મારાં લગ્ન કરીશ. તાકાત હોય તો એમને મારી પાસેથી છોડાવી જજો. નહિતર અમારા લગ્નમાં આવજો.'

'શાહજાદી સાથે લગ્ન ? ક્યા ગઝબ !' મીર બાહેરઅલ્લીના સુક્કા હોઠ ફફડ્યા. 'શાહજાદી કભી યે બાત મંજૂર નહિ કરેગી.'

તમાચી સ્વસ્થ પરંતુ અણનર્મ અવાજે બોલ્યો: 'મીર સાહેબ, તમે વધારામાં એટલું ય કહેજો કે શાહજાદી જો મારી સાથે લગ્ન નહિ કરે તો એ મારી રખાત બનશે.'

મીર બાહેરઅલ્લી આ છેલ્લા જવાબ માટે તૈયાર નહોતો એમ એના ઉજ્જડ બનેલા ચહેરાથી દેખાયું. મીરે પોતાના થાકેલા ઘોડાં સામે નજર કરી. તમાચીએ કહ્યું: 'મીર, તમારી જેટલી તાકાત હોય એટલી બરાબર વખતસર બતાવજો. તમારો થાકેલો પાંગળો ઘોડો આંહીં મૂકી જાઓ. મારો ઘોડો લઇ જાઓ અને હવે તમે સહુ તમારે માર્ગે વહેતા થાઓ.'

એક શબ્દ બોલ્યા વગર નીર સંચાની પૂતળીની જેમ તમાચીએ આપેલા ઘોડા ઉપર બેસી ગયો. કોઈ કાંઈ બોલ્યું નહિ. સહુ ઉજ્જડ હૈયે પાછા વળી ગયા.

કોઈ મહા રાક્ષસે મનમોજમાં મુઠ્ઠી ભરી કાંકરા દરિયામાં ફેંક્યા હોય એવા દ્વારકાંના દરિયામાં આવેલા નાના મોટા બેટોમાં તમાચી, અભયસિંહ અને ગુલબદન બાનુને લઈ ગયો. એણે આ મામા અને ભાણેજને એક સાથે રાખ્યાં. એમની રસોઈ કરવા રસોયો આવ્યો ને મિજાજ ઉઠાવવા ખિદમતગારો આવ્યા. એટલામાં નજર કેદીઓએ તમાચીને ફરી ગયેલો જોયો. એની આંખમાં કારમો ક્રોધ નથી સળગતો. એના હોઠો હવે નથી પીસાતા. એના અવાજમાં કર્કશ બેપરવાહી નથી. નજરકેદીઓ ઉપર એમને નજરે ન દેખાય એવા પાકા પહેરાઓ રાખ્યા સિવાય એ પોતાના મહેમાનોના આદરમાન કરતાં મેઝબાન જેવો દેખાય છે. એ હવે દિવસમાં એકાદ વાર આવે છે, એમના ખબર અંતર પૂછવા, એમની જરૂરતો જાણવા. ને ગમે તેવી દુષ્પ્રાપ્ય લાગતી એમની જરૂરતો એ વહેલામાં વહેલી તકે પૂરી પાડે છે. ગુલબદન બાનુ કોઈક કોઈક વાર જ્યારે ત્રાંસી આંખે આ પાતળિયા જુવાનને જુએ છે ત્યારે એ એને અહોનિશ દરિયાકાંઠે બેઠેલો આભમાં મીટ માંડતો જુએ છે.

•

એક દિવસ ગયો, એક અઠવાડિયું ગયું ને અભયસિંહ રાઠોડે કલ્પનામાં દિલ્હીની મુગલિયા ફોજને પોતાની અને ગુલબદન બાનુની શોધમાં સોરઠને ઉપરતળે કરી પીંખી નાંખતી જોઈ. આજ મુક્તિ થશે, કાલ થશે, પરમ દિવસે થશે. એક અઠવાડિયામાં તો જરૂર થશે. જોશી જેવી જુઠ્ઠી આશા એની આંખમાં ઘેરાય છે ને એ

આજુબાજુના તમામ દેખાવો ને દ્રશ્યો પ્રત્યે બેપરવા બનીને મુગલ ફોજના ભણકારને પકડવા હવામાં કાન માંડતો બેસે છે.

પરંતુ દિવસો ઉપર દિવસો ગયા, એક અઠવાડિયું, બીજું, ને ત્રીજું અઠવાડિયું ગયું ને માસની મહેતલ પૂરી થવા આવી. અભયસિંહ રાઠોડને નિરાશા થઇ. બહાર ભમતી એની આંખો અંદર પરોવાઇ. અને એણે પોતાની આસપાસ ત્રસ્ત નજર નાંખવા માંડી.

જૂની આંખે નવા તમાસા જોતા પ્રાચીનતાપ્રિય માનવીના જેવી વેદના એનાં દિલમાં થઇ. એણે ગુલબદન બાનુને પ્રભાતે કોઇકના પગલાના ભણકારા સાંભળવાને કાન માંડતી ઉભેલી જોઇ. ગુલબદન બાનુની આંખો કોઇ કોઇ વાર ત્રાંસી થઇ સાગરકાંઠાં ઉપર ઠરતી એણે જોઇ. અભયસિંહના દિલમાં નવી ચિન્તાએ ઘર કર્યું.

ગુલબદનના ખીલતા ફૂલ જેવા હૃદયમાંથી કોના ભણકાર, કોના દર્શનની તમન્ના ગુંજવા માંડી છે? જ્યાં પોતાના ચહેરા ઉપર રોજ રોજ નવી કરચલી પડે છે ને જ્યાં પોતાના વાળ કાળામાંથી સફેદ બનવા લાગ્યા છે ત્યાં ગુલબદન બાનુના ચહેરા ઉપર નવી લાલી ક્યાંથી પૂરાય છે? કોની પરાગના ચંપકવરણા પડછાયા આ કેદખાનામાં એ છોકરીના ગૌર ચહેરા ઉપર પથરાય છે? અને રાઠોડનાં દિલને દિલનો જવાબ મળી ગયો: 'તમાચી.' સિંહ અને સિંહણના આ અવ્યક્ત સંવનનના ખ્યાલ માત્રથી અભયસિંહ રાઠોડ કિંકર્તવ્યમૂઢ બની ગયો.

મહેતલ કાલ પૂરી થાય છે. આજ સાંજે સાગર ઉપર સંધ્યા રમતી હતી ત્યારે તમાચી અભયસિંહ રાઠોડ પાસે આવ્યો:

'રાઠોડ,' એણે કહ્યું : 'મારી મહેતલ કાલ બપોરે પૂરી થાય છે એ ખબર છે ને ?'

રાઠોડને એ વાતની ખબર તો બરાબર હતી. પણ શું જવાબ દે ?

'ગુજરાતથી લશ્કર આવ્યું ને મોટા મોટા ચમરબંધીઓ આવ્યા. સારા આ સોરઠદેશમાં એમણે જાળ ખેંચી પણ એ નિષ્ફળ થયા. આજકાલ તમારા એ નાઇલાજ સહાયકો ગીરના જંગલમાં ઘુમે છે.'

આટલી માહિતી આપીને તમાચી ઊઠતો હતો. ડૂબતો માનવી છેલ્લાં તણખલાંને માટે ઝાવાં નાંખે એમ અભયસિંહે કહ્યું :

'તમાચીજી, શા માટે દિલ્હીના પાદશાહ સાથે નકામા વેર વધારો છો ? જીંદગી આખી તમે આમ નાસભાગમાં તો નહિ વિતાવો ને ? ને જે દિવસે બહાર નીકળશો તે દિવસ તમને શું એવી આશા છે કે દિલ્હીનો શહેનશાહ આ કારમા કુલાપમાનનો ઉગ્રમાં ઉગ્ર પ્રતિકાર નહિ કરે ?

તમાચી પાછો બેઠો. 'રાઠોડ રાજ, આજ બસો બસો વર્ષથી હિન્દુઓની કન્યાઓ મોગલ જનાનખાનામાં બેસતી આવી છે. કંઇકને બલાત્કારે બેસાડવામાં આવી છે. કંઇકને એમના માબાપોએ હાથ ઝાલીને સોંપી છે; પણ હું બતાવી આપવા માંગું છું એ મોગલોને અને બીટેલા એ હિન્દુઓને કે એક તમાચી હતો. એ કોઇ રાજા ન હતો, મહારાજા ન હતો, જમીનદાર ન હતો, પરંતુ એ એક એવો મરદ હતો કે જેણે દિલ્હીના તખ્તની કન્યાને પોતાના

રણવાસમાં બેસારી છે. સામી છાતીએ પડકાર આપીને પછી બળાત્કારે બેસારી છે.'

'પણ-પણ શાહજાદીની ઇચ્છા ?'

તમાચી તિરસ્કારથી હસ્યોઃ 'શાહજાદીની ઇચ્છા રાઠોડ, તમને આજે કેમ યાદ આવે છે? જે જે હિન્દવાણીને તમે જનાનખાનામાં મોકલી છે એમની ઇચ્છા તમે કોઇ વાર જાણવા માગી છે? રાઠોડ, તમે પોતે જ તમારી બહેનની ઇચ્છા જાણીને પછી એને મોગલ જનાનામાં બેસારી આવ્યા છો? સેંકડો હિન્દવાણીઓની ઇચ્છા નહોતી. મારી એ સેંકડો બહેનોની ઇચ્છા નહોતી અને તમે જ તમારી મતલબો સાધવાને એમને એ હવસખાનામાં મૂકી આવ્યા છો. એક મોગલ કન્યા લગ્નપૂર્વક વ્યભિચાર કરશે એમાં પૃથ્વી રસાતાળ નહિ જાય. રાઠોડ, એના દેહની એક એક કણીએ મારી એક બહેનની કાયા ઉપર તમારી મતલબે લાદેલો મેલ ધોવાશે. એક દિવસ એ બધી કબરોના પથ્થરો ઉઘડશે. ને મારી બહેનોનાં રૂહો એમાંથી જાગશે. રાઠોડ, એ જ મારી નેમ છે. કહો હવે તમારે કાંઇ કહેવું છે ?'

'ઓ કિરતાર!' રાઠોડના અંતરમાંથી નિરાશાની ચીસ નીકળી ગઇ. 'મને શા માટે આવા દિવસ દેખવા તેં જીવતો રાખ્યો?' કોઇ લડાઇના મેદાનમાં મારો દેહ કાં તેં ન ખેંચી લીધો?'

તમાચી સ્વસ્થતાથી ઉભો થયો: 'રાઠોડ, સારા હિન્દના ઇતિહાસમાં કિરતારનું નામ જો કોઇના મુખમાં ભયંકર દેવમસ્કરી જેવું લાગતું હોય તો રાઠોડોના જ મુખમાંથી. તમે દગા કર્યા છે.

ફટકા કર્યા છે. નીચ કાવતરાં કર્યાં છે ને મેલા દાવ રમ્યા છો. ને એ તમામથી જ્યારે તમારી મતલબોની ઇમારતો પૂરી ન થઇ ત્યારે તમે જ એ ઇમારત ઉપર તમારી બ્હેનદીકરીઓનાં હાડકાનાં માળખાં છાજ્યાં છે.'

તમાચી ઉઠયો. એણે એક સર્વગ્રાહી નજર ચોપાસ નાંખી. દૂર જરા દૂર ઓથે એણે એક લીલી સાડીને હવામાં લ્હેરાતી જોઇ. દીવીની જ્યોત જેવી એક આંગળી એના તરફ લંબાઇને વાંકી વળતી જોઇ. એ કરપલ્લવી પોતાને માટે થયેલી જોઇ એ એ બાજુ ચાલ્યો. 'સાગરમાંથી કોઇ મત્સ્યગંધા જલદેવીને એણે કમળની છડી જેવી ઓથે ઉભેલી જોઇ.

તમાચી જઇને એ સુંદર રૂપને જોતો ઉભો રહ્યો. એણે બે આંખોને એક વિપળ માટે પોતાને પીને નીચી નમતી જોઇ. એ ગુલબદન બાનુ હતી.

ગુલબદન બાનુ ઉભી રહી. તમાચી એની સામે ઉભો રહ્યો. કોઇ અદૃશ્ય શક્તિથી ખેંચાતો હોય એમ તમાચી એક કદમ આગળ વધ્યો. તરત જ જખમાયો. ને પછી એક શબ્દ બોલ્યા વગર પાછો ફરી ગયો.

કોઇ મહા કારમા નશાની ખુમારી તમાચીના અંગેઅંગમાં ભીષણ તાંડવ ખેલતી ખેલતી આગ પ્રજ્વાલવા લાગી. 'ગુલબદન ! શું સુંદર નામ ? શું સુંદર રૂપ ?' એ બબડયો.

એ ચાલવા માંડયો. પોતે ક્યાં જાય છે એતું એને ભાન ના રહ્યું. 'કાલ મહેતલ પૂરી થાય છે. એક સુંદરીને પરણીશ. ને એય

અને વધાવશે. દિલ્હીનાં વેર લેવાશે. રાઠોડનાં વેર લેવાશે. પોતાની હજાર હજાર ભ્રષ્ટ બહેનો આકાશમાંથી એને ઓવારશે ! ઓહ ! એક સુંદર મનપસંદ વાતમાં રજપૂતવટની કેટકેટલી વાતો સુઘડતાથી સમાઇ જતી હતી !'

માથે હાથ મૂકીને એ ઉભો રહ્યો ને એણે પોતાની આસપાસ ગુલબદન બાનુઓને રાસ રમતી જોઇ. યદુકુળવંશ જ પોતે કનૈયો બંસી બજાવે છે. ગોપીઓ રાસ રમે છે ને–ને એક એક ગોપીના મુખમાં એને પરિચિત રેખાઓ દેખાય છે : 'ગુલબદન' કોઇ મહા રસપાન કરતા ભક્તની ભક્તિથી એના હોઠ ઉપર એ નામ રટણે ચડ્યું.

'પણ–પણ' તમાચી કોઇ નવા સૂઝેલા વિચારે થંભી ગયો. 'પણ હું કોણ ? રજપૂત નહિ ? એ નામ અને એ કોમ આજે લૂણવિહોણી, સત્ત્વવિહોણી બની ગઇ છે. 'પણ હું હિન્દુ. શિવરાજ મહારાજનો હું હિન્દુ ! મારાથી આ લગ્ન થાય ?'

તમાચીની આંખો ચક્કરે ચડી ને એ બહાવરો બનીને ચોપાસ જોવા લાગ્યો : 'શા માટે ન થાય ?' કન્યારત્નં દુષ્કુલાદપિગ્રાહ્યં' ગમે તેવા દુષ્કુલમાંથી કન્યારત્ન ગ્રાહ્ય છે. ઉકરડેથી મોતી મળે તો શું માણસ એને જતું કરે છે ? ખારા સમુદ્રમાંથી મોતી મળે તો શું કોઇ એને ખારૂં લેખે છે ?'

પરંતુ તમાચીને આ તર્કશાસ્ત્ર કોઇ કરાર ન આપી શક્યું.

'મારા સંસ્કાર ક્યા ? અમારી સંસ્કૃતિ કઇ ? અમારા આચાર ક્યા ? આ રાક્ષસી વિવાહ ? તો તો મારામાં અને મોગલોમાં ફેર

શો? મારામાં અને રાઠોડમાં ફેર શો? એક પોતાની કન્યા પારકે ઘેર ઘે છે, હું પારકી કન્યા મારે ઘેર લાવું છું. શા માટે?'

તમાચી એક ક્ષણ જડ જેવો ઉભો રહ્યો. એણે ગંગા અને જમના નદીના કાંઠા ઉપર આવેલા મકરબા નગરોમાંથી કબરોના પથ્થરો ખૂલતા જોયા. હિન્દવાણીનાં પ્રેતો આંખ, કાન અને નાક વગરનાં એણે એ કબરોમાંથી ઉઠીને પોતાની સામે આંગળી ચીંધીને આવતાં જોયાં. તમાચી આ ભીષણ દર્શનથી થરથરી ઉઠ્યો. એને અંગેઅંગ રેળઝેબ પરસેવો નીતરી ગયો.

'અમારા શાપે ક્ષત્રિયવટ નાશ પામી છે. અમારા શાપે મોગલાઇ નાશ પામી છે. અનાથો અને અસહાયોના શાપ એવા દાહક હોય છે. અને તું તારા નાનકડા વેરને ખાતર, નાનકડા હવસને ખાતર અમારા શાપની આગ ઠંડી કરવા માગે છે?'

તમાચી આ જોઇ રહ્યો ને મૂંગા પડઘાઓની પરંપરા એના કાનમાં જાણે કે ઘેરા ભણકારા પાડવા લાગી.

'હિન્દુ સંસ્કૃતિ, હિન્દુ સુજનતા આજ ના પાડે છે મને આ પગલું ભરતાં. જે સંસ્કૃતિના સંસ્કારે હું જુગજુગથી ઘડાતો આવ્યો તે ના પાડે છે મને આવાં રાક્ષસી લગ્ન કરતાં. એની અનાથતા ઉપર હું મારી મતલબના ભાર લાદું? ના–ના–ના–ના.' ને આકાશમાં ઉડતાં પંખીઓએ, સાગરમાં ઉછળતા ઘોડાઓએ, હવામાં ઝુલતાં તરુવરોએ જાણે કે એના નકારને વધાવી લીધોઃ 'ના–ના–ના–ના.' વળતા દિવસના બપોર થયા. ત્રીસ દિવસમાં ત્રીસ વર્ષના નવા ભાર પોતાના માથા ઉપર લાદીને રાઠોડ અભયસિંહ બેઠો હતો. એ જાણતો હતો કે હમણાં જ તમાચી આવવો જોઇએ.

મહેતલ બરાબર પૂરી થઇ અને તમાચી અંદર આવ્યો: 'રાઠોડ-રાજ, મારી મહેતલ પૂરી થઇ.'

રાઠોડે જવાબ ન દીધો. એ ભોંય સામે તાકીને બેઠો રહ્યો.

'ઉઠો, રાઠોડરાજ.' તમાચીએ કહ્યું: 'મારી મહેતલ પૂરી થઇ. તમારી કેદ પૂરી થઇ. તમે છૂટા છો. તમારે જવું હોય ત્યાં જઇ શકો છો.'

રાઠોડરાજને તમાચીના વાક્યમાં કોઇ નવી મશ્કરી વંચાઇ: 'લગ્ન ?'

'મારે લગ્ન નથી કરવાં. એ લગ્ન હું કરૂં તો મારી કોમના સંસ્કાર લાજે, મારા દેશનાં સાચાં ખમીર લાજે.' અને જ્યારે બે કલાક પછી એક નાના મછવામાં રાઠોડ અભયસિંહ અને ગુલબદન બાનુ ત્યાંથી રવાના થયાં ત્યારે એક ઓથની પાછવાડે છૂપાઇને બે આંખો એ મછવાની ગતિ માપતી હતી. અંદરના મુસાફરોને જોઇ જોઇને પાછી ફરી જતી હતી. મછવો દેખાતો બંધ થયો ત્યારે તમાચીએ કહ્યું:

'એક નાની લાલચ માણસની જીંદગીને કેવી ખરાબે ચડાવી દે છે !'



---

## આખાએ હિંદુસ્તાનમાં ગ્યાસબત્તીઓ ખરીદવાનું ભરોસાપાત્ર મથક




અમારે ત્યાંથી દરેક જાતની ગ્યાસની બત્તીઓ, પેટ્રોમેક્ષ, પોલાર વીગેરે દરેક મેકરના ગ્યાસના ફાનસો, પ્રાઇમસના ચુલા, ઇલેક્ટ્રીક પોકેટ લેમ્પસ, ટોર્ચલેમ્પસ, બેટરીઝ, ગલોબ વીગેરે તથા ઇલેક્ટ્રીકને લગતો દરેક જાતનો સામાન વીગેરે ઘણાજ કીફાયત ભાવે મળશે. ભાવને માટે અમારૂં ચિત્રવાળું કેટલોગ મંગાવો.

નોટઃ-અમો મ્યુનિસિપાલીટી, લોકલ બોર્ડઝ તથા રીયાસતોમાં માલ મોકલાવીએ છીએ. **એચ. ટી. શાહની કાં૦,**

ગોળપીઠા, આહમદ બીલ્ડીંગ, મુંબઇ નં. ૪.

---

સ્વાદીષ્ટ પૌષ્ટિક એલચી કેશરવાળી

**બદામ પુરી.** રતલના રૂ. ૨) તથા ૧॥.

**પિસ્તા પુરી.** રતલના રૂ ૩).

બદામ પિસ્તાનું વિટામિન્સ સંપૂર્ણ જળવાઇ રહે તેવા સાધનોથી બને છે.

દંતરક્ષણ પત્રિકા મફત. પોસ્ટેજ ૦-૦-૬ની ટીકીટો મોકલો.

**ચંપકલાલ મગનલાલ.** રાણીકા. **ભાવનગર.**


ભૂતોનો
વળગાડ

---

---



BEGUM




---